# સતિ ભદ્રા

અને

# કવિ કાળીદાસ.

---

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર**

૨૦૩૫ પાનકોર નાકા—અમદાવાદ.


આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

---

અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઇ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

---

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫

કીંમત રૂ. ૦-૬-૦

# સતિ ભદ્રા

અને

# કવિ કાળીદાસ.



યોજક

મુળજીભાઇ હરીવલ્લભદાસ કાસરવાલા.



છપાવી પ્રસિદ્ધ કરનાર

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

ઉત્રકાસ, પાનકોર નાકા-અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫



કીંમત રૂ. ૦-૮-૦

અમદાવાદ—શાહપુર વનમાળી વાકાની પોળમા હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

# સતિ ભદ્રા

## અને

# કવિ કાંળીદાસ.

## પ્રકરણ ૧ લું.



### પંડિતની પીછાન.

આજથી બે હજાર વર્ષ પૂર્વે ગુજરાતની પુર્વ દિશામા એક માળવ નામનો પ્રાંત પુર જાહોજલાલીમા પ્રખ્યાત હતો અને ત્યાના સઘળા રાજાઓની રાજધાની હાલનાજ ઉજ્જેન નગરમા હતી અને તે ગાદી ઉપર મોટા મોટા ચક્રવર્તી રાજાઓ પોતાના કીર્તિવંત કાર્યોથી આખા ભારતવર્ષમા જાણીતા અને માનીતા થઇ ગયા છે તેનો પ્રત્યક્ષ પુરાવો હજુ સુધી આપણા ભારત વર્ષમાના મોટા ભાગમા ચાલતો વિક્રમ સંવત આપે છે ને વિક્રમ કે જેને જગત પરદુખભંજનના નામથી ઓળખે છે તે રાજા ઉજ્જનમાં રાજ્ય કરતો હતો પૂર્વ કર્માનુસાર રાજાઓ તો ઘણા થાય છે પણ દુખ વિક્રમ જેવા તો ક્વચિતજ હોય છે તે રાજાના વંશમા ઉજ્જનની

ગાદી ઉપર વિક્રમના જેવોજ પ્રતાપી અને વિદ્યાનો વિલાસી રાજા ભોજ થઇ ગયો છે તે રાજા વિદ્વાન હોવાથી વિદ્યાનો વિલાસ કર વાને પોતાની પાસે બારા બાગ પડિતો રાખ્યો અને તેઓને સપૂર્ણ સુખ આપતો એવા ઘણા પડિતોમા સૌથી શ્રેષ્ઠ માઘ નામનો પડિત હતો તે તર્કશાસ્ત્રમા એવો તો કુશળ ગણાતો હતો કે તેના મો આગળ મોટા મોટા તર્કવાદીઓ પણ હારી જતા જેથી માઘ પડિતની કીર્તિ દેશેદેશ અને ગામેગામ પ્રસરી ગઇ હતી ઘણા દેશના પડિતો તેની સાથે વાદ કરવાને આવતા પરતુ કોઈ પણ તેને જીતી શકતા નહીં જેથી પ્રતીદિન તેની પ્રતિષ્ઠા ભોજ રાજાના દરબારમા વધવા લાગી અને આખરે ભોજે તેને પોતાના અમાત્યની પદવી અર્પણ કરી અને રાજકાજના સઘળા કાર્યમા તેની સલાહ મુખ્ય ગણાતી અઘરામા અઘરા અને ગુચવણવાળા કાર્યનો તે પોતાના બુદ્ધિ બળથી તથા તર્કથી એવો તો નિવેડો લાવતો કે તેમા કોઇથી પણ લેશ માત્ર ન્યૂન કાઢી શકાતી નહો જેથી તે રાજા અને પ્રજા બનેનો માનીતો થઇ પડયો, અને આખા રાજ્યમા તેનો વિજય ડંકો ચોતરફ ગગડી રહ્યો

જેવા માઘ પડિત વિદ્વાન હતો તેવી તેને સ્ત્રી પણ સુશીલ આનંદી, મળતાવડી, વિવેકી અને વિદ્વાન મળી હતી માઘ પડિતે યજ્ઞેપવિત ધારણ કર્યા પછી ચોવીસ વર્ષ બ્રહ્મચર્ય પાળ્યુ ને બત્રીસમે વર્ષે સોળ વરસની કન્યા સાથે લગ્ન કર્યું હતુ જેથી તેને થોડા વરસ બાદ એક કન્યારત્ન સાપડયુ હતુ તે કન્યા જ્યારે પાચ વરસની ગઇ એટલે બીજી પણ કન્યા અવતરી તેથી માઘ પડિતની સ્ત્રી ઘણીજ દીલગી થઇ માઘ પડિતે તો ઘણુ સમજાવી પણ તેના અતરમા એ વાતે ઘર કીધુ હતુ કે આટલી ઉમ્મર થઈ છતા હજુ

પુત્ર રત્ન સાંપડયુ નહીં માટે આ સઘળી વિભુતિ કોણ વાપરશે ? પુત્રીઓ કદી સો હોય પણ તે પારકુ ધન ગણાય છે ! પરણાવી કે તેના ઉપરથી આપણો હક ઉડી જાય છે પુત્ર વગરનો સસાર તે નહી જેવો છે જેના ઘરમા એક પણ પુત્ર નથી તે ઘર સ્મશાન જેવુ ગણાય છે પુત્ર વગરના માબાપો મૃત્યુ પામ્યા પછી પિતૃલોકમા જતા નથી, અને પુત્રવાળા માબાપો સ્વર્ગમા આનદ ભોગવી પોતાના પુત્રને આશિષ દે છે પુત્રની ઇચ્છાએજ દશરથ રાજાએ યજ્ઞ કર્યો હતો, પુત્રની ઇચ્છાએજ મોટા મોટા રાજાઓએ જગલમા જઇને અતિ ઉગ્રમા ઉગ્ર તપ આદર્યા હતા ભગીરથ જે પુત્ર હતો તો સ્વર્ગમાથી તપ કરીને ગગા લાવ્યા અને પોતાના પિતૃઓનો ઉદ્ધાર કર્યો માટે પુત્ર વગર આ સસાર સુનો છે આવા વિચારો તે હમેશા કર્યા કરતી પુત્રીઓ પાસે આવે, મીઠુ મીઠુ બોલે, પણ તેને તે બીલકુલ ગમતુ નહી માધ પંડિત ઘણીવાર તેની પાસે બેસીને જ્ઞાનચર્ચા કરતો, પણ તે પણ તેને ગમતી નહી પરતુ સ્વામીને ખોટુ નહી લગાડવા તે બેસીને સાભળતી પણ તેનુ ચિત્ત તેમા ચોટતુ નહી ઘણીવાર તે એકલી પોતાના ઓરડામા રડયા કરતી જેથી તેનું શરીર ધીરે ધીરે કૃષ થવા લાગ્યુ અને વ્યાધીએ તેમા પ્રવેશ કર્યો અસ્થિ જ્વર શરીરમા લાગુ પડયો આહાર બીલકુલ અટકી ગયો, પથારીમાથી ઉઠાતુ બધ થયુ અને દીર્ઘ રોગી જેવી હાલત થઇ પડી આવી સ્થિતિ પોતાની સ્ત્રીની જોઇને માધ પંડિતે પોતાના મિત્ર ધન્વતરીને બોલાવી મગાવ્યા ધન્વતરી આવ્યા અને તેણે નાડી તપાસી એક ઉંડો નિસાસો મુકયો અને માધ પડિતને ઉદ્દેશીને બોલ્યા, મિત્ર મે રોગની પરીક્ષા કરી, પણ રોગ નિદાનશાસ્ત્ર કરતા કાંઇક વિચિત્ર દેખાય છે એટલે રોગ કાયિક નથી પણ માનસિક છે સઘળા કાયિક રોગની ઔષધિઓ ચરક, સુશ્રુત અને વાગ્ભટ

**લખી ગયા છે પણ કોઇએ પણ માનસિક વ્યાધીની ઔષધી લખી નથી જેથી લાચાર છુ**

**કવિ માઘ**—ત્યારે શુ આ વ્યાધી મટશે નહી ?

**ધન્વતરી**—અમારા વૈદક શાસ્ત્રમા એવી આજ્ઞા છે કે રોગ ગમે તેવો અસાધ્ય હોય પરતુ રોગીને કે તેના સગા વહાલાને રોગીના મરણની હકીકત કહેવી નહી પરતુ તમે તો વિદ્વાન છો તેથી મારે તમને કહેવુ પડે છે કે કાળજ્ઞાનના નિયમ મુજબ તમારી સ્ત્રીના વ્યાધી મને અસાધ્ય દેખાય છે, પણ કદાચ માનસિક વ્યાધી છે અને સુધરી જાય તો ઇશ્વર ઇચ્છા

આટલુ કહીને ધન્વતરી વૈદ્યરાજ વિદાય થયા અને ત્યાર પછી થોડીવાર રહીને માઘ પડિતની સ્ત્રીનો અમર આત્મા પરમેશ્વરની હજુરમા ચાલ્યો ગયો પડિતજી વૃદ્ધાવસ્થામા સ્ત્રી ગુજરી જવાથી ઘણા દીલગીર થયા પરતુ ભોજરાજાએ પડિતની આસનાવાસના કરી વેદાત તરફ પડિતજીનુ મન દોરવ્યુ જેથી પડિતજી સ્ત્રીનો વિયોગ વિદ્યાદેવીના પ્રભાવથી ભુલી ગયા દુનિયામા જે દુખ આવી પડે છે તે વિદ્વાન અને મુખ બનેને સમાનપણે લાગે છે પણ જેને વિદ્યાનો સસ્કાર નથી હોતો તે દુખમા ડુબી જાય છે પરતુ વિદ્વાનો જ્યારે દુખી થાય છે ત્યારે દુખને હસે છે, અને પોતાના મન સાથે વિચાર કરે છે કે જ્યારે સુખ મે ભોગવ્યુ છે ત્યારે દુખ પણ મારેજ ભોગવવુ જોઇએ તેથી તેઓ દુખથી ડરતા નથી અને હિમત રાખી તેના સામા અડગ થઇને ઉભા રહે છે કારણ તેની પાસે વિદ્યારૂપી ચળકતુ ખડગ હોય છે તે વડે તે પોતાના ઉપર [illegible] અને જ્ઞાનની મદદથી દૂર રાખવાને શક્તિવાન થાય છે

પરતુ બિચારા મુર્ખ લોકો પાસે કોઇ જાતનુ સાધન નહી હોવાથી તેને દુ ખ વિશેષ પીડા કરી દુ ખમા દુ ખ વધતુ જાય છે જેથી તે બિચારા વખતે પોતાનો પ્રાણ પણ ખોઇ બેસે છે પરતુ માઘ પડિત વિદ્વાન હોવાથી થોડા દિવસમા પોતાની સ્ત્રીના મરણનુ દુ ખ ભુલી ગયા

માઘ પડિતને સતતીમા માત્ર બે દીકરીઓ હતી તેમા એક પદર વરસની અને બીજી દશ વર્ષની હતી પોતાની સ્ત્રી ગુજરી ગયા પછી પડિતજીને બને પુત્રીઓની કાળજી વધારે રાખવી પડતી. બને પુત્રીઓ ભોજરાજાએ સ્થાપેલી કન્યાશાળામા અભ્યાસ કરવા જતી, પરતુ ન્હાની પુત્રીને વિદ્યા ભણવાનુ વધારે ગમતુ નહીં પણ મોટી તો હમેશા ભણવામાંજ લક્ષ આપતી, પડિતજી બનેને પુરા લાડથી ઉછેરતા અને તેમને કોઇ વાતનુ ઓછુ આવવા દેતા નહી કારણ પડિતજી સારી રીતે સમજતા હતા કે મા વગરની દીકરીઓ છે તે કોને કહેશે ' જેથી તેઓને વસ્ત્રાલકારથી હમેશા ખુશી રાખતા કારણકે પડિતજી પાસે પૈસાની કાઇ ન્યુનતા નહોતી જેથી ચાકર નોકરો પણ ઘરમાં હાજરના હાજર રહેતા અને તેઓ બને પુત્રીઓને બ્હેન બ્હેન કરતા, કારણ તેઓ સમજતા હતા કે પડિતજીની પાછળ સઘળી મીલ્કતની વારસો બને પુત્રીઓ થવાની છે



## પ્રકરણ ૨ જું.



### આપ બળ કે બાપ બળ.

એક દિવસે સાયંકાળે માવ પંડિત અગાસીમાં બેઠા બેઠા કુદરતનો વિચીત્ર તમાસો નિરખતા હતા આકાશ સ્વચ્છ હતું અને તારાગણોએ ધીરે ધીરે દર્શન દેવા માંડયું હતું. આજે આશ્વિન સુદ પુર્ણીમા હોવાથી ચંદ્ર પણ રોજ કરતા વ્હેલો પ્રકાશ આપી રહ્યો હતો શરદ રૂતુ હોવાથી વનસ્પતિઓ સંપુર્ણ પણે ફાલી ફુલીને તૈયાર થઇ રહી હતી વડના ઝાડ નીચે ઉગેલો ભીંડો પ્રથમ તો વડના ઝાડને રોફમાં કહેતો કે તું મને વધવાની જગા આપ પણ ગંભિર વડે તે ભીંડાને આશ્વિન માસનો વાયદો કર્યો હતો કે તું હમણાથી ઉતાવળ નહીં કર આશ્વિન માસમાં હું તને જોઇતી જગ્યા કરી આપીશ તે ભીંડાના ઝાડને સુકાતું જોઇને વડના ઝાડે તેને કહ્યું કે કેમ ભાઇ હવે જગ્યા કરૂં કે? પણ ભીંડો તો કયારનો કરમાવા લાગ્યો હતો જેથી શરમાઇ ગયો આવી રીતે કેટલાક નાના માણસો કદાચ થોડા અધિકાર મળતા ભીંડાના વૃક્ષની પેઠે છલકાઇ જાય છે, પણ મોટા માણસો ગંભિર વડની પેઠે તેને ઠંડો જવાબ દે છે આવી રીતે શરદ રૂતુનો સોહામણો દીવસ હતો જેથી પંડિતજી પુર આનંદમાં અગાસી ઉપર બીરાજ્યા હતા. એટલામાં બન્ને પુત્રીઓ અગાસીમાં આવી, જેથી પંડિતજીએ બન્નેને પોતાની પાસે બોલાવીને બેસાડી અને બોલ્યા દીકરીઓ તમે સુખી તો છો? તમને કોઇ જાતની હરકત

હોય અથવા કોઈ નવિન વસ્તુ તમારે જોઈતી હોય, તો તેમને નિર્ભયપણે કહેજો કારણ મારો આધાર હવે તમારા ઉપરજ છે. પણ દીકરીઓ હું તમને આજે એક વાત પુછુ છુ તેનો જવાબ બરાબર દેજો કારણ હું જાણું છુ કે નાનીનુ લક્ષ ભણવામા થોડુ છે. પરતુ આજે મારે તમારી બુદ્ધિની પરીક્ષા કરવી છે. જેથી બોલો તમે જે આ ઘરમા રહીને સુખ પામો છો, વિદ્યા ભણો છો અને ઘરના સેવકો ઉપર હુકમ બજાવો છો, તે સઘળુ કોના પ્રતાપે તમે પામ્યા છો ? આ સાભળીને નાની પુત્રી તુરત બોલી ઉઠી કે પિતાજી હુ જે સુખ અને વૈભવ ભોગવુ છુ, અને રાજાની પુત્રી કરતાં પણ અધિક સુખ પામુ છું એટલુજ નહી પણ મારી માતાજી, જીવતાં અને ત્યારે જે સુખ હુ ભોગવતી હતી તેના કરતા સહસ્ર ગણુ સુખ હાલમા મને મળે છે અને તે સઘળાં સુખો આપના પ્રતાપથીજ હુ પામુ છુ પિતાજી હુ ખરેખર કહુ છુ કે હુ જે જે સુખ પામુ છુ તે સઘળાં આપ મારા પિતાજીના પ્રતાપથીજ પામુ છુ અને હવે પછી પણ હુ આપના પ્રતાપે સુખી થઈશ

નાની પુત્રી બોલતી બધ થઈ એટલે બાપ પ ઉતે મોટી પુત્રીના સામુ જોયુ એટલે તે બોલી પિતાજી માણસના કર્મ પ્રમાણે સઘળુ આવી મળે છે હુ જો મહેનત અને ખત રાખત નહી તો વિદ્યા ભણી શકત નહી માટે ખરી વાત તો એ છે કે પૂર્વ કર્માનુસાર ભાગ્ય બધાય છે અને માણસ દરેક કામ કરવામા ખત અને મહેનત કરે તો સઘળી વાતમા જય મેળવી શકે છે પણ ખરી વાત તો કહેવુ જોઈએ કે વાડ વગર વેલો ચડતો નથી જેથી આપે ટેકો આપીને વિદ્યા ભણવાના સાધનો અનુકુળ કરી આપ્યા તો હુ સુધરી શકી માટે મારૂં કહેવુ તો એટલુ છે, કે માણસ મહેનત

કરે તો તેની ભાગ્ય દેવી પ્રસન્ન થાય અને તે સુખ પામે એમા માત્ર તમારી પેઠે ટેકાની જરૂર છે

આ વાત સાભળી પડિતજીને અગે અગમા ક્રોધ વાપ્યો અને તેણે પોતાનો ક્રોધ બાહાર નહી દેખાડતા મનમા કઇક બબડ્યા અને નિશ્ચે કીધો કે એને એનુ ભાગ્ય અને મેહેનત કેવુ ફળ આપે છે તે પણ હુ જોઇ લઉં, આવો વિચાર કરી પોતાની નાની પુત્રાના લગ્ન એક વિદ્વાન અને શ્રીમત બ્રાહ્મણના પુત્ર સાથે કર્યા અને પોતે તેને પુષ્કળ દાગીના લુગડા અને રત્નો આપ્યા જેથી નાની પુત્રીના સુખનો પાર રહ્યો નહી એટલુજ નહિ પણ પડિતજી તેને દરરોજ સાસરેથી વ્હેલ મોકલીને તેડાવે અને ઘણુ માન આપે અને જ્યારે પાછી પુત્રી સાસરે જાય ત્યારે સેકડો જાતના મેવા મીઠાઇ વિગેરે પણ આપે એ-ટનુજ નહી પણ દરરોજ નવી નવી જાતના વસ્ત્રો અને શણગારો કરાવી આપીને પુત્રીને રાજી રાખે આ સઘળુ મોટી પુત્રી દરરોજ જોયા કરતી પણ કશુ બોલતી નહી તેમજ પિતા પાસે કશી વસ્તુની કે અલકારની માગણી કરતી નહી ને પોતાના મનમા સમજી ગઇ હતી કે પિતાજી મારી સાથે રીસાયા છે જેથી મારા લગ્ન કરતા પેહેના નાની બ્હેનને પરણાવી સાસરે મોકલી દીધી પણ ગમે તેમ થાઓ પણ મારા ભાગ્યમા જે લખેલુ હશે અને ઇશ્વરે જે ધાર્યું હશે તેમા પિતાજી કે બીજા કોઇથી કશો ફેરફાર થવ નો નથી માટે ભલે પિતાજી જેમ કરે તેમ સહન કરવુ અને હાલ તો વિદ્યા ભણવામા ખતથી મહેનત કરવી, કારણ વિદ્યારૂપી ધન વાપરતા છતા પણ ખુટવાનુ નથી તેમજ એને ચોર કે રાજા લુટી લેવાના નથી માટે ભલે પિતા નાની બેનને સઘળુ આપી દે તેમાં જરાએ વાધો નથી આવો વિચાર કરી તે પોતાનું પુસ્તક લઇને પોતાના ઓરડામા વાચવા બેઠી

અને વાચતા વાચતા નિદ્રાવશ થઈ ગઇ અને તેને એક ભયકર સ્વપ્નુ આવ્યુ, તેમા તેના પિતાએ તેને એક મુર્ખ અને અજ્ઞાન બ્રાહ્મણ સાથે પરણાવી પોતાના સ્વામિનુ શ્યામ સ્વરૂપ અને મિ હામણી આખો તેમજ શરીર ઉપર વાળના ગુચ્છાઓ જોઇને પોતાના નસીબ ઉપર હાથ મુકયો પણ તે નિરાશ થઇ નહી તેણે પોતાના સ્વામિને સુધારવાને ખત અને મહેનત કરવા માડી જેથી થોડા દિવસમા તને અક્ષર જ્ઞાન થયુ પિતાજીએ તો પરણાવીને વિદાય કરી તે દીવસથી પાછી કોઇવાર બોલાવીજ નહી જેથી તે પોતાના સ્વા-મિની ઝુપડીમા રહીને નિરવાહ ચલાવતી અને સ્વામિને સુધારતી. આવી રીતે થોડા દિવસ કાઢીને જ્યા પોતાના સ્વામિને સપુર્ણ રીતે વાચતા લખતા આવડયુ એટલે તેને તેડીને કાશી તરફ ચાલી ગઇ ત્યા સ્વામિને સારી પેઠે અભ્યાસ કરાવી પદર વર્ષ વિત્યા બાદ પાછી પોતાના વતનમા આવી ત્યા પોતાના સ્વામિએ માઘ પડિત સાથે વાદ વિવાદ કર્યો અને ભોજ રાજાએ તેને પોતાની અડધી ગાદીનો અધિકાર આપ્યો એટનામા તે નિદ્રામાથી જાગી ઉઠી અને અતશય ભય પામી કપવા લાગી પણ પાછુ મન વાળ્યુ કે જેમ ભાગ્યમા હશે તેમ થશે કાઇ ફીકર નહી જે બને તે ખરૂ એવો વિચાર કરી તુરત ત્યાંથી બહાર આવી



# પ્રકરણ ૩ જું.

## ગુરૂની આજ્ઞા.

એક દિવસે પ્રાત કાળમા માધ્વ પંડિતે પોતાના શિષ્યોને પાઠ આપી રહ્યા પછી પોતાના ચાર મોટા વિદ્યાર્થીઓને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે તમે ચારે જણા મળીને એક આપણી ન્યાતનો બ્રાહ્મણ શોધી લાવો. ગામમા ન મળે તો પરગામ તપાસ કરો પણ તે મુર્ખમા મુર્ખ અને અક્કલ વગરનો તેમજ સ્વરૂપ વગરનો હોય એવાને શોધી લાવો. આ બાબત તમારે મને કશો પણ પ્રશ્ન પુછવો નહી મધળુ તમે પાછળથી જાણશો હાલ તો ઉતાવળથી જાઓ અને મે કહ્યો તેવો બ્રાહ્મણ આપણી ન્યાતનો શોધી લાવો

આ આજ્ઞા સાભળી પેલા ચારે વિદ્યાર્થીઓ કશુ પણ બોલ્યા ચાલ્યા વગર ત્યાથી ચાલ્યા ગયા રસ્તામા ચાલતા તેમાથી એક જણ બોલ્યો અલ્યા વિષ્ણુશર્મા આજે ગુરૂજીએ આપણને આવુ કામ કેમ સોપ્યુ હશે ?

આ સાભળી ગુણીયલશર્મા બોલી ઉઠયો હા ભાઇ હુ તો આજે ગુરૂજીની મુખમુદ્રા જોઇને છકજ થઇ ગયો

વિદ્યારામ તથા રામશંકર—અલ્યા અમે તો બને જણા ડરીજ ગયા ગુરૂજી કઇ ક્રોધમા હોય એમ દેખાય છે

વિષ્ણુશર્મા—મને તો આ કામમા કઇ ઉંડો ભેદ લાગે છે

રામશંકર—એમાં ભેદ બેદ કંઇ નથી. મને તો લાગે છે કે ગુરૂજી સરસ્વતીના ઉપાસક છે જેથી આવો મુર્ખ કોઇ હોય તેને વિદ્વાન બનાવી દેશે, બીજુ કંઇ નહીં

વિચારરામ—ના ના મને તો કંઇ જુદોજ ભેદ લાગે છે.

ગુણીયલશર્મા—જુવો હું જેટલુ જાણું છુ તેટલુ કહુ છુ એમાં તો એમ છે કે આપણી નાની બેનને અને મોટી બેનને એક દીવસ ગુરૂજીએ પુછ્યુ કે તમે જે સુખ ભોગવો છો તે કોના પ્રતાપથી ? નાની બેને કહ્યુ કે પીતાજી તમારા પ્રતાપથી પણ મોટી બેને તો કંઇ જુદોજ ઉત્તર દીધો, જેથી તે દીવસથી ગુરૂજી મોટી બેન ઉપર ક્રોધે ભરાયા છે, નહિ તો મોટી બેન રહે અને નાનીનાં વળી લગ્ન કરે ? જેથી મને તો લાગે છે કે આવો કદરૂપો અને મુર્ખ બ્રાહ્મણ શોધાવી તેની સાથે એનુ લગ્ન કરશે પછી તો ભાઇ ગુરૂજીની વાતનુ કંઇ કળાય નહી

રામશંકર—જા જા તુ તો ગાંડો છે. આવી વિદ્વાન દીકરીને તે વળી એવા સાથે પરણાવે, એને માટે તો કોઇ વિદ્વાન વરની શોધ ગુરૂજી કર્યાજ કરે છે

વિષ્ણુશર્મા—હવે આપણે બધી પંચાત કરીને શું કામ છે આપણે તો ગુરૂનું કામ કરવું ગામમા તો કોઇ એવો દેખાતો નથી માટે ચાલો પાસે પાસેના ગામમા શોધ કરીએ

આવી રીતે ચારે વિદ્યાર્થીઓ વાતો કરતા કરતા ઉજ્જેની નગરીની બાહાર આવી પહોંચ્યા થોડે એક દુર ગયા એટલામા ત્યા એક મોટો ગંભીર વડ અને તેની નીચે એક મોટો કુવો હતો, વડનાં ડાળાંઓ તે કુવા ઉપર પસરી રહ્યા હતા ત્યા પેલા ચારે જણા

વિસામો ખાવાને બેઠા એટલામા તેઓની નજર વડ ઉપર પડી તે વડ ઉપર બેસીને કુવા ઉપરની પોતે જે ડાળ ઉપર બેઠો હતો તે ડાળ કુવાડાથી કાપતો એક માણસ તેઓએ જોયો જેથી વિષ્ણુશર્માએ તે માણસને કહ્યુ અલ્યા તુ જે ડાળ ઉપર બેઠો છે તે કાપે છે પણ ડાળી કપાશે એટલે તુ અને ડાળી બને આ નીચેના કુવામા પાડશો, માટે ભાઇ તુ કુવામા પડીશ, અને તને વાગશે તુ કોણ છે ?

આ સાભળી વડપર બેઠેલો માણસ બોલ્યો, હુ ગમે તે છુ તેની તમારે શુ પચાતી છે કુવામા પડીશ તો હું પડીશ તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ

વિષ્ણુશર્મા—અલ્યા ભાઈ હમે તો તારા સારાને માટે કહીએ છીએ તેમા ગુસ્સે શુ કરતા થાય છે સીધો જવાબ દે, તુ શી ન્યાત છે ?

આ સાભળી પેલો માણસ જરા શાન્ત થયો અને બોલ્યો, હુતો ભેમણ છુ, અને આજે જજમાનને ત્યા જમવા જવુ છે જેથી પત્રાળુ કરવાને પાત્રા લેવા આવ્યો છુ

વિદ્યારામ—ભાઇ તમે કેવા બ્રાહ્મણ છો ?

પેલો માણસ—હુ માત્ર પડિતની ન્યાત છુ !

વિષ્ણુશર્મા—તમારૂ નામ શુ છે ?

પેલો માણસ—મારૂ નામ કાળીઓ ?

વિદ્યારામ—કઇ ભણ્યા છો ખરા કે ?

કાળીઓ—ના મુદ્દલ ભણ્યો નથી.

વિદ્યારામ—ક્યાં રહો છો ?

**કાળીઓ**—માહાકાળેશ્વરના મંદીર પાસે

**વિષ્ણુશર્મા**—મા બાપ તો છે કેની ?

**કાળીઓ**—મા અને બાપ બન્ને મરી ગયા છે માત્ર હું પંડે એકલો છુ ગામમા ભીખ માગીને ખાઉ છુ

આ સઘળી હકીકત સાભળી વિષ્ણુશર્મા વિદ્યારામને કહેવા લાગ્યો ભાઇ ગુરૂજીએ જેવો કહ્યો છે તેવોજ શ્યામ સ્વરૂપ અક્ષર શૂન્ય અને ભીખારી છે માટે એને સમજાવીને ગુરૂ પાસે લઇ જઇએ એટલે આપણે રખડવુ મટયુ

**વિદ્યારામ**—હા છે તો સઘળી વાતે બરાબર માટે એને સમજાવીને સાથે લઇએ રામશંકર એને સમજાવો

**રામશંકર**—ભાઈ તમે માલપડીતની ન્યાત છો ત્યારે અમને ઓળખોછો ખરા કે ?

**કાળીઓ**—હા તમે પણ અમારી ન્યાતના છો !

**રામશંકર**—તમે જો આજે અમારી સાથે આવો તો તમને મોટો ફાયદો થાય એમ છે, માટે અમારી સાથે ચાલો

**કાળીઓ**—નારે ભાઇ મારે તમારી સાથે આવીને શુ કામ છે, મારે તો આજે છુગ લાડુ ને ઘી જમવા જવુ છે

**રામશંકર**—અમે તમને જમાડીશુ, અને દક્ષણા પણ આપીશુ, અને જો તમારે ભણવાનો વિચાર હશે તો ભણાવીશુ પણ ખરા

**કાળીઓ** ( ખીજવાઇને )—જાઓ જાઓ અમારે તો નથી ભણવુ, ભણેલા કયારે નથી મરતા કે વગર કાગળની દતકુટ કરી નકામો વખત ગુમાવુ મારે તો નથી આવવુ

વિષ્ણુશર્મા—ના ભાઇ ના તમને ભણાવવાનુ કોણ કહે છે, એ તો ગાંડો છે તમે તમારે જમીને દક્ષણા લઇને ચાલ્યા જજો.

કાળીઓ—ઠીક પણ હુ તો દક્ષણા એક પૈસો લઇશ.

વિષ્ણુશર્મા—પૈસાને બદલે રૂપીઓ પછી કઇ છે

કાળીઓ—ના હુ તો પૈસો લઉ, તમે મને રૂપીઓ આપીને સમજાવો તે કઇ બને નહીં

રામશંકર—ભાઇ તમે જે કહેશો તે પછી કઇ છે

કાળીઓ—પણ પૈસો કબુલ છે નહીતો નથી આવતો

રામશંકર—ભાઇ કબુલ કબુલ પછી કઇ છે

આની રીતે લાલચ આપીને તે બ્રાહ્મણને સાથે લઇને ચારે વિદ્યાર્થીઓ માધપડિત પાસે આવ્યા, અને પ્રણામ કરીને કાળીઆને બતાવ્યો, પડીતજી એ કાળીઆનુ સ્વરૂપ જોઇને ખુશ થયા અને તુરત પેલા વિદ્યાર્થીઓને ગોરને બોલાવવાની આજ્ઞા આપી. જેથી તેઓ ગોરને બોલાવવા ગયા, પડીતજીએ પોતાની મોટી પુત્રીને બોલાવી અને કહ્યુ, કેમ ભવિષ્યવાદી હવે તુ તારૂ નસીબ આ બ્રાહ્મણ સાથે અજ માવજે એમ કહીને કાળીઆ સામુ આગળી કરી તેને બતાવ્યો. ભદ્રા મે તને ભણાવી ગણાવી વિદ્વાન બનાવી છે તેથી મારૂ મન કચવાય છે કે તારા જેવુ રત્ન કોઇ વિદ્વાન પડીતને શોભે પણ તે તારે હાથે વતી તારા પગમા કુહાડો માર્યો છે, કારણ તુ નસીબને ઉદ્યોગ આધીન માને છે જેથી હુ આજે તારા લગ્ન આ મુર્ખ અને કદરૂપા કાળા બ્રાહ્મણ સાથે કરનાર છુ કે જે મહાન દરીદ્રતા ભોગવે છે માટે હુ તને હજુ પણ કહુ છુ કે તુ તારો વિચાર ફેરવ અને પસ્તાવો કર

ભદ્રા—પીતાજી માણસનુ વચન એક હોય છે, જે માણસ પોતાનુ બોલેલુ વારે વારે ફેરવે છે તેને પોતાના વચન પર કે કૃત્ય ઉપર વિશ્વાસ હોતો નથી મને મારા વચન અને કૃત્ય ઉપર પુરે પુરો ભરોસો છે જેથી આપે જે નિશ્ચય કર્યો હોય તે પ્રમાણે સુખેથી કરો મારા નસીબમા જે લખેલુ હશે તે કાંઇ મીથ્યા થવાનુ નથી અને જો હુ ભારે વિપત્તિ ભોગવીશ તોપણ ઉદ્યોગ છોડનાર નથી પછી તેનુ ફળ કેવુ આવે છે તે જીવશે તે જાણશે

પંડિતજી—પુત્રી તુ હજી તારી હઠ છોડતી નથી કેમ

ભદ્રા—પીતાજી તમે મને વિદ્યા ભણાવી છે ને વિદ્યા મને આ રસ્તે દોરવે છે જો મારી નાની બેનની માફક હુ પણ મુર્ખ રહી હોત અને વિદ્યા ભણવામા મહેનત નહી કરી હોત તો હુ પણ તમે જેમ કહેત તેમ કરત પણ આતો વિદ્યાદેવી મને તેમ કરતા વારે છે માટે તમારે કશો પણ ખેદ કરવો નહીં

પંડિતજી—ભદ્રા તુ દુખી થઇશ

ભદ્રા—દુખમાથીજ સુખ થશે

પંડિતજી—હુ તને એક પાઇ સરખી પણ આપનાર નથી કે તુ તારો સસાર ચલાવી શકશે

ભદ્રા—પીતાજી કીડીને કણ, અને હાથીને મણ, પરમેશ્વર આપે છે હુ ઉદ્યોગ કરીશ તો ભુખે મરીશ નહી, મારે મારા વસ્ત્ર કે અલકાર જોઇતા નથી કારણ નીતિ અને સદ્ગુણ એજ મોટામા મોટા અલકાર છે, અને વિદ્યા રૂપી ધન કોઇ પણ દીવસ ખુટવાનુ નથી પણ તે હુ જેમ જેમ વાપરીશ તેમ તેમ વધશે માટે મને કશાની જરૂર નથી

પંડિતજી ( ખીજવાઇને )—ઠીક છે ત્યારે હુ પણ જોઇશ કે તુ તારો ટેક કેવી રીતે પાળે છે.

ભદ્રા--મારો ટેક ઇશ્વર પળાવશે.

એટલામા પેલા ચાર વિદ્યાર્થીઓ ગોરને તેડીને આવ્યા

ગોર--નમસ્કાર પંડિતજી

પંડિતજી--આવો માહારાજ નમસ્કાર

ગોર—આજ્ઞા

પંડિતજી—આ ભદ્રાના લગ્ન આજે ને આજે આ બ્રાહ્મણ સાથે કરાવી દો

ગોર—કયા બ્રાહ્મણ સાથે ?

પંડિતજી—આ પેલા ( કાળીઆને બતાવીને ) ની સાથે

ગોર—પંડીતજી આતો મુર્ખ અને માહાન દરીદ્રી અને કદરૂપો છે એવા કાગડાને તે આ રતન દીપે

પંડિતજી--એ બાબત તમારે કશુ બોલવાનુ નથી તમે તમારે લગ્ન કરાવો

ગોર--નીસાસો નાખી ઉભા થાય છે.

ભદ્રા--ગોર માહારાજ મારા પીતાજીનુ વચન હુ માન્ય કરૂ છુ માટે તમારે એમા કશુ બોલવાનુ નથી પીતાજી આજ્ઞા આપે તેમ વરતો

ગોર--બેન આ શુ થાય છે મને કઇ સમજ નથી પડતી

ભદ્રા—મારા નસીબમા જેવુ હશે તેવુ બનસે માટે તમે ગભરાવો નહી.

ગોર—ઠીક ત્યારે બેન પણ આમા શુ ભેદ છે તે મને સમજાતો નથી

અત્યાર સુધી કાળીઓ એક બાજુમાં બેઠો બેઠો આ સઘળો તમાશ જોયા કરતો હતો તેણે પેલા વિદ્યાર્થીઓને કહ્યુ કેમ લાડવાને કેટલી વાર છે મારૂ તો બીજા ઠેકાણેનુ જમવાનુ ગયુ અને તેડી લાવીને ભુખે મારવો છે કે શુ ? હુ તો પૈસાની આશાએ આવ્યો કે પેસો દક્ષણા આવે તો તબાકુ લેવા થાય પણ તમે તો આમ તેમ ફરો છો ને લાડવાનુ કઇ ઠેકાણુ નથી આ સાભળી એક વિદ્યાર્થી તેની પાસે ગયો અને તેને ધીમે રહીને કહ્યુ ભાઇ તારૂ તો નસીબ ફરી ગયુ તને તો પડીતજી પોતાની પુત્રી સાથે પરણાવવાની વાત કરે છે કેમ તુ રાજી છે કેની ? આ સાભળી કાળીઓ હરખાઇને બોલ્યો મને પરણાવો છો ! ! એટલામા ગોરે આવી કાળીઆને કહ્યુ ચાલ ભાઇ મારી સાથે આવ તારૂ તો નસીબ ફરી ગયુ, પડીતજી વૃદ્ધ થયા છે જેથી બુદ્ધી બગડી ગઇ છે નહીતો આવી ભણેલી ગણેલી પુત્રીને આવા મુર્ખ ઢોર સાથે પરણાવે એમ કહીને કાળીઆનો હાથ પકડી ઘરના અદરના ભાગમા લઈ જઇ નવાડીને પાટલા ઉપર બેસાડયો અને ભદ્રાનુ વિધી સહીત લગ્ન તેની સાથે કરયુ પડીતજીએ કન્યાદાનમા ફક્ત સવા રૂપીઓ આપ્યો લગ્ન ક્રીયા પુરી થઇ એટલે બને જણને કસાર ઘી જમાડીને વીદાય કરી દીધા

પ્રિય વાચનાર મીત્ર ! આપને મારે જણાવવુ જોઇએ કે આ કાળીઓ તે જ આપણી વાર્તાનો નાયક કવી કાળીદાસ છે કાળીદાસ પ્રથમ કેવી સ્થીતીમા હતો તે તમો વાચી ગયા છો, અને હવે પછી તેની કેવી સ્થીતી થાય છે તે પણ વાચશો

ભદ્રા માધપડિતની પુત્રી એવી તો વિદ્વાન અને ગુણવાન છે કે

જેણે પોતાનો બોલ પાળવાને અને પોતાના પીતાની આજ્ઞા સાથે ચ-
ડાવવાને ખાતર પોતે જાણી જોઇને આવા ગરીબ દરીદ્રી અને મુર્ખમા
મુર્ખ એટલુજ નહી પણ આખે શરીરે દરાજ, હાથે પગે ખસના ફોલા
શરીર કાળુ સીધી જેવુ રહેવાને એક ઘાસનુ ભાગ્યુ તુટયુ છાપરૂ, ખા
વાને અને રાધવાને ઠીકરાના વાસણ વીગેરે સઘળી જાતનુ સ કટ વોરી
લીધુ અને તેની સાથે પોતે એક મોટા પડિતની પુત્રી રાજકન્યાની
માફક ઉછરેની છતાં પીતાના ક્રોધને વશ થવાથી તેના તરફની પણ કશી
ભદ્રાની આશા વગર પરણીને પોતાના સ્વામી સાથે તેને ઘેર ગઇ

# પ્રકરણ ૪ થું.

## ભદ્રાનો સસાર.

પડિતજીએ ભદ્રાના લગ્ન કર્યા પછી તેને સાસરે મોકલતી વખતે
તેના શરીર ઉપરના હીરા માણેકના દાગીના કાઢી લીધા હતા માત્ર
તેને સાત રૂપીઆની કીમતના રૂપાના કલા પગમા તથા નાકમા સવા
વાલ સોનાની વાળી હાથમા હાથી દાતનો સાગે ચુડો, કોટમા કાળા
કીડીયાનુ દાણીઉ અને એક પહેરેલુવસ્ત્ર એટલુજ આપવાની મોગી
કૃપા કરી હતી

ભદ્રાએ વગર આનાકાનીએ પોતાના શરીર ઉપરના લાખો રૂપી
આના અલકાર ઉતારી આપ્યા હતા, એને પીતાએ જે આપ્યુ તે
પેહેરી પીતાજીને નમન કરીને સાસરે જવા નિકળી તે વખતે ઘરમાના
સઘળા ચાકર નોકરો ચોધાર આસુએ રડતા હતા એટલુજ નહી પણ

પડીતજીના સઘળા વિદ્યાર્થીઓને આથી ઘણુજ ખોટુ લાગ્યુ જેથી તેઓ પણ ચોધાર આસુ વરસાવતા ભદ્રાની નજીક આવી કહેવા લાગ્યા. બેન ગભરાશો નહી અમે અવાર નવાર આવીને તમારી સઘળી સભાળ લઇશુ ભદ્રા કશુ બોલી નહી પણ તેણે કાળીદાસને આગળ ચાલવાની ઇશારત કરી એટલે તે સમજ્યો અને ચાલવા માડયુ જેથી ભદ્રા પણ તેની પાછળ પાછળ ચાલી કાળીદાસ પોતાની ઝુપડી આગળ આવીને ઉભો, ભદ્રા ત્યા આવી એટને તે અદર ગયો, અને ભદ્રા પણ તેની પાછળ ગઇ અદર જઇ ઝુપડી સાફ કરી સાજ પડી હતી જેથી તે રાત ભોય ઉપર સુઇને કાઢી સવાર થયુ એટલે ભદ્રા ઉઠીને નદીએ સ્નાન કરી આવી અને પછી કાળીદાસને ઉઠાડીને સ્નાન કરવાને મોકલ્યો કાળીદાસની ઝુપડીની સામે થોડે દુર એક વાણીયાની દુકાન હતી ત્યા જઇ ભદ્રાએ પોતાના પગના કડા નાકની વાળી એ બન્ને વેચી નાખ્યા તેના રૂપીઆ સાડાસાત ઉપજ્યા અને સવા પોતાની પાસે કન્યાદાનનો હતો તે મળી પોણા નવ રૂપીઆ થયા તેણે પ્રથમ એક મજુરને બોલાવી ઝુપડી ફરીથી બધાવી અને તેમા જેવા જોઇએ તેવા વગ કર્યા, થોડા વાસણ અને અનાજ ઓરયુ ઝુપડી લીપી ગુપીને રહેવા લાયક બનાવી અને તેમા બન્ને જણા રહેવા લાગ્યા, દરરોજ કાળીદાસને ઉનુ પાણી મુકીને નવરાવે અને રસોઇ કરી તેને જમાડીને પોતે જમે આવી રીતે પાચ સાત દીવસ વીત્યા પછી કાળીદાસને ફુલ વીણી લાવવાનુ સમજાવ્યુ જેથી તે જાત જાતના ફુલો વીણી લાવ્યો તે ફુનમાથી ભદ્રાએ એક ક નો આકાર ગુથીને બનાવ્યો અને કાળીદાસને કહ્યુ વો આ ક ને બજારમા એક પૈસે વેચી આવો કાળીદાસે કહ્યુ શુ કરૂ ? ભદ્રા બોલી જુઓ તમે બજારમા આ ફુલનો ક લઇને જાઓ કોઇ પુછે કે

આ શુ છે તો કહેજો કે ક છે એનો ફક્ત એક પૈસો લેવો અને ક આપી દેવો જેથી કાળીદાસ તે ફુલનો ક લઇને ફરરને ક ક ક ગોખતો ગોખતો ચાલ્યો, એટનામા એક જણે પુછ્યુ ભાઇ કાળીઆ આ શુ છે.

કાળીઓ—એ ક છે

પેલો માણસ—એ વેચવો છે?

કાળીદાસ—હા

માણસ—શુ લેવુ છે?

કાળીદાસ—એક પૈસો

એટલે પેલા માણસે ખુશીથી એક પૈસો આપ્યો તે લઇને હરખ ભેર ભદ્રા પાસે આવ્યો, અને બોલ્યો લે આ પૈસો ક વેચી આવ્યો

આવીજ રીતે બીજે દીવસે ફુલનો ખ બનાવ્યો અને તે બે પૈસે વેચવાનુ કહ્યુ જેથી ધીરે ધીરે ધીરે કાળીદાસને અક્ષર જ્ઞાન થવા લાગ્યુ અને પૈસા પણ કમાવા લાગ્યો થોડા દીવસમા તો ભદ્રાએ યુક્તીથી અક્ષરજ્ઞાન અને લીપી જ્ઞાન કાળીદાસને આપ્યુ અને પછી ભદ્રાએ તેને નવી નવી લાલચ આપીને ભણાવવાની શરૂઆત કરી છ માસ પુરા થયા એટલે કાળીદાસને લખતા વાચતા આવડી ગયુ

માધપડિતે તો જે દીવસથી ભદ્રાને પરણાવીને વિદાય કરી તે દીવસ પછી કોઇ પણ દીવસ તેને પોતાને ઘેર બોલાવી નહી એટનુજ નહી પણ કેટલાક વિદ્યાર્થીઓ અને ઘરના દાસ દાસીઓ કોઇ કોઇ દીવસ ભદ્રાને મળવા તેની ઝુપડીએ જતા હતા પણ તે વાતની ખબર પડિતજીને પડવાથી તેઓને ત્યા જતા બીલકુલ બધ કર્યા એક દીવસે પડિતજીની નાની પુત્રી કે જેને પડિતજી દરરોજ પોતાને ત્યા બોલાવતા અને સપુર્ણપણે લાડ લડાવતા હતા તેણે પીતાજી પાસે

મોટી બેનને મળવા જવાની આજ્ઞા માગી અને બોલી પીતાજી હુ મારી મોટી બેનને આજ ૭ ૭ માસ થયા બીલકુલ મળી નથી જેથી મારૂં મન બહુજ ઉદાસ રહે છે માટે કૃપા કરીને મને તેને મળવા જવા દો

પડિતજી—બેન તુ એવી ઉદ્ધત અને વિદ્યાના મદમાં છકી ગયેલી બેનને હજુ પણ ચાહાય છે ?

પુત્રી—પીતાજી તે ગમે તેવી છે પણુ મારી માની જણી બેન છે દુનીયામા પૈસો આબરૂ, ઇજત અને બીજા સગા વ્હાલા એ સઘળુ ફરી ફરીને મળે છે પણુ માના ઉદરમા પાકેના સગા બેન ભાઇ બીજા મળી શકતા નથી માટે મને તેને મળવા જવાની રજા આપો

પડિતજી—તુ ત્યા જઇને શુ કરશે ? તેને ત્યા નથી ખાવાનુ, નથી બેસવા ઉઠવાનુ, કે નથી સારૂ રહેવાનુ ઘર, તેનો માત્ર એક ઘાસની પર્ણકુટીમા રહે છે માટે ત્યા જઇને તુ શુ કરશે ?

પુત્રી—પીતાજી આ વાતથી મારૂ હૃદય કપે છે બીચારી મારી મોટી બેનને તમે આવા દુ ખમા નાખી, શુ તે તમારી પુત્રી નથી ! જો તેને આવુજ દુ ખ હશે તો હુ તેનુ દુ ખ દુર કરીશ

પડિતજી—શી રીતે ?

પુત્રી—દ્રવ્ય આદીની મદદ આપીને

પડિતજી—તે લેશે નહીં તો ?

પુત્રી—એવુ તે કોઇ હોય કે આવી દુ ખની દશામા મદદ નહી લે અને આતો મારી બેન છે હુ મારી ફરજ બજાવીશ.

એમ કહીને બે ત્રણ દાસીઓને પોતાની સાથે આવવાનું કહ્યું અને એક મોટા થાળમા જાત જાતના પકવાન ભરાવી દાસીને માથે લેવડાવી મોટી બેનને મળવા જવા નિસરી દાસીઓએ તો ભદ્રાની ઝુપડી જોઇ હતી તેથી તે ત્યા તેડી ગઇ ભદ્રાએ આઘેથી પોતાની બેનને આવતી જોઇ કાળીદાસને બ્હાર જવાનુ કહ્યુ જેથી કાળીદાસ પોતાની ઝુપડી પાસે બનાવેલા નાના બાગમા જઇને બેઠો જેવી નાની બેન ઝુપડીની પાસે આવી તેવી ભદ્રા ર્હેલી બહાર આવી અને બોલી, ઓહોહોહો બેન કળા ' એમ કહી બન્ને બેનો ભેટી પડી. બન્નેની આખમાથી ચોધાર આસુ વરસી રહ્યા થોડીવાર બન્ને જણે એક બીજાની સામુ જોયા કર્યું પણ કોઇથી પણ બોલી શકાયુ નહીં આખરે ભદ્રા બોલી બેન આજે તો મારી ઝુપડી પાવન કરી

કળા ( પડિતજીની નાની પુત્રીનુ નામ કળા હતુ તે આજે આપણે ભદ્રાને મુખેથી સાભળ્યુ જેથી હવે આપણે પણ તેને તે નામથી ઓળખીશુ )—બેન બહુ દીવસથી તમને મળવાની ઇચ્છા હતી, પણ કામના રોકાણને લીધે આવી શકી નહી

ભદ્રા—હોય બેન કામની કડાકુટ એવીજ છે શરીર તો ઠીક છે કેની ? મારા બનેવી ખુશીમા છે કેની ?

કળા—સઘળા ખુશીમાં છે, પણ બેન તમે દુખી છો જેથી મારૂં હૃદય બહુ બળે છે

ભદ્રા—હું દુખી નથી હુ પરમ સુખી છુ કારણ હમેશા પતિની સેવા કરી વગર ઉપાધીએ દીવસ ગુજારૂ છુ

કળા—પણ સેવાના સાધનો વગર સેવા શી રીતે કરોછો ?

ભદ્રા—પતીની સેવાનાં સાધનો મારા અતરમા ભરેલાં છે

તે વડે હુ દરરોજ તેની સેવા કરૂ છુ કારણ સાધ્વી અને પતિપ-રાયણ સ્ત્રીને બીજા સાધનની જરૂર નથી માત્ર તે હમેશા ખુશ રહે એવી રીતે વર્તવુ એજ મોટામા મોટી પતી સેવા છે તેમા કાઇ દ્રવ્ય કે અલકારની જરૂર નથી

કુળા—પણ બેન સસારનુ સુખ તેમા રહેલુ છે કારણ દ્રવ્ય વગર કશુ થઇ શકતુ નથી

ભદ્રા—પણ દ્રવ્ય એવી વસ્તુ છે કે તે વાપરતા ખુટી જાય છે અને જ્યારે તે ખુટે છે ત્યારે પછી કોઇ તેનો ભાવ પુછતુ નથી માટે દ્રવ્ય તો એવુ સગ્રહ કરવુ કે જે વાપરતા ખુટે નહી, પણ વધે

કુળા—એવુ તે કયુ દ્રવ્ય છે કે જે વાપરતાં ખુટે નહી ને વધે

ભદ્રા—વિદ્યારૂપી ધન વાપરતા ખુટતુ નથી પણ વધે છે

કુળા—પણ વિદ્યાને અને લક્ષ્મીને તો વેર છે જેથી હમેશા વિદ્વાનો દરીદ્રી દશા ભોગવે છે અને તેને ધનવાનનો આશ્રય લેવો પડે છે

ભદ્રા—વિદ્વાનને લક્ષ્મીની જરૂર નથી કારણ લક્ષ્મી તો વિ-દ્વાનની પાછળ ભમે છે છતા વિદ્વાન તેનુ ગ્રહણ કરતા નથી

કુળા—ને ગમે તેમ હશે પણ દુનીયામાં વિદ્વાન કરતા ધન-વાન પુજાય છે

ભદ્રા—વાત ખરી છે પણ જ્યા મુર્ખ હોય છે ત્યા ધનવાન પુજાય છે પણ જ્યા ગુણવાન હોય છે ત્યાતો વિદ્વાનજ પુજાય છે. શાસ્ત્રમા પણ કહ્યુ છે કે ધનવાન પોતાના ગામમા પુજાય છે, પણ વિદ્વાન તો સર્વત્ર પુજાય છે માટે ધનવાન કરતા વિદ્વાન શ્રેષ્ઠ છે,

કુળા—વારૂ એતો હવે જેમ હશે પણ આ શાળો ઘરમા મુકે.

ભદ્રા--એમાં શુ છે ?

કળા—એમાં સઘળી વા ીના પક્વાનો છે

ભદ્રા--મારે એનુ શુ કામ છે હું તો વ્રત કરૂ છુ એટલે ખાંડ ઘી વગેરે બીલકુલ ખાતી નથી

કળા—મારા બનેવી ખાશે

ભદ્રા—તેમને પણ એજ વ્રત છે જેથી મારે ત્યા એ નકામુ છે તુ મારે સારૂ હેત કરીને લાવી જેથી તારો ઉપકાર માનુ છુ

કળા—ત્યારે આ મોહોરની કોથળી લ્યો

ભદ્રા—અમે કોઇનો પૈસો ગ્રહણ કરતા નથી માત્ર મેહેનત કરી તેમાથી મેળવેલા પૈસામાથી ગુજરાન ચલાવીએ છીએ

કળા—આ બધા માત્ર તમારા બ્હાના છે તમને ખોટુ લાગેલુ છે પણ બનવા કાળ બને છે હવે મનમાથી જુની વાતો વીસારી નાખો પીતાજી પણ મનમા પસ્તાય છે

ભદ્રા—એમા પીતાજીને કે તારે કશુ પસ્તાવાનુ કારણ નથી મારા મનમા પીતાજી ઉપર સપૂર્ણ હેત છે તેમજ તારા ઉપરથી પણ મારો ભાવ લેશ માત્ર ઓછો થયો નથી મને મારા કર્મ પ્રમાણે મળ્યુ અને તને તારા કર્મ પ્રમાણે મળ્યુ તેમા કોઇને દોષ દેવાનો નથી છતા હુ તારો મોટો ઉપકાર માનુ છુ કારણ તુ એક ગરીબ અને કગાલ સ્થીતીમા ગણાતી બેન ઉપર દયા કરીને મને આ ઝુપડીમા મળવા આવી

કળા—બેન તુ તો વિદ્વાન છે જેથી તને સારા શબ્દો બોલતા આવડે છે તેમાંનુ કશુ આવડતુ નથી પણ હુ દીલગીર છુ કે મારી આણેલી પક્વાનની થાળી લેતી નથી

**ભદ્રા**—બેન એવુ આણીશ નહી, મારા નસીબમાં હાથમાં મીષ્ટાન ખાવાનુ નથી જેથી માફ કર

**કળા**—ત્યારે હુ રજા માગુ છુ

**ભદ્રા**—હા બેન, ભલે વળી જો કોઇવાર આ ગરીબ બેન યાદ આવે તો આવજો અને મારી વતી પીતાજીને પ્રણામ કહેજો અને મારા બનેવીને પણ મારી આશીષ કહેજો તેઓ શો ઉદ્યોગ કરે છે?

**કળા**—પૈસાદારના પુત્રને ઉદ્યોગ કેવો, તેતો ખાઇ પીને ગાડીમા બેસી વાડીએ જાય અને પાછા આવી વાળુ પાણી કરે એટલે સુવાનો વખત થાય તેમને કામકાજ કે ઉદ્યોગ કરવાનો વખત ક્યારે મળે

**ભદ્રા**—વિદ્વાન તો હશે ખરા કઇ કાવ્ય બાવ્ય જાણે છે કે?

**કળા**—બેન વિદ્વાનની વાતમા તો હુ શુ સમજુ પણ એટલુ તો જાણુ છુ કે મારા સ્વામીમા એટલી વિદ્યા છે કે તુ મને એકવાર પેલી સખીઓના સવાદની વાર્તા કરતી હતી તેમા જેમ એક સખીએ પોતાના સ્વામીની વિદ્વતાનુ વર્ણન કરતા કહ્યુ હતુ કે **सखी ममचतुरो भरथार, स्वस्यमपीलखीत स्वयनबाचयते ॥** એ પ્રમાણે છે પણ મને તેની વિદ્યા સાથે શુ કામ છે હુ ક્યારે વિદ્યાની વાતમા સમજુ છુ મારે તો વિલાસની જરૂર છે અને તે તો મળે છે

**ભદ્રા**—( નિસાસો નાખીને ) વિદ્યા વગરનો વિનોદ શુ કામનો, હશે તુ સુખી છે તે જોઇને હુ આનદ માનુ છુ

**કળા**—ચાલો બેન હુ તો હવે જાઉ છુ બહુ વાર થઇ એમ કહીને દાસીઓ પાસે પેલા પકવાનના થાળો ઉચકાવીને ચાલી ગઇ પીતાજીને ઘેર આવી સઘળી હકીકત કહી અને સાથે એ વાત પણ કહી કે હુ પકવાનના થાળ લઇ ગઇ હતી તે પાછા લાવી કારણ

ભદ્રાએ કહ્યું કે હાલમાં હું વ્રત પાળુ છું જેથી પકવાન ખાતી નથી એ સાભળી પડિતજીએ કહ્યુ કળા મે તને પ્રથમથીજ કહ્યુ કે ભદ્રા બહુ ટેકીલી અને અભીમાની છે જેથી તે તારૂ પકવાન લેશે નહી પણ તે માન્યુ નહી ત્યારે પાછુ લાવવુ પડ્યુ મારો એવો વિચાર છે કે જ્યાં સુધી એનુ અભીમાન જાય નહી ત્યા સુધી બીલકુલ એને બોલાવવી નહીં માટે હવે તુ સમજી હોય તો બીજીવાર તેને ત્યા જવાનુ નામ દેતી નહી

# પ્રકરણ ૫ મું.

## પરદેશ પ્રયણ.

જેમ જેમ દીવસ જતા ગયા તેમ તેમ કાળીદાસનો વિદ્યાભ્યાસ વધતો ગયો અને તેની બુદ્ધી પણ દીન પર દીન ખીલવા લાગી હવે તે વિનોદ અને હાસ્યમા સમજવા લાગ્યો એટલુજ નહીં પણ તેનામા કામવાસના ઉત્પન્ન થઇ આટલા દીવસ તે એટલુ પણ નહોતો સમજતો કે સ્ત્રી તે શુ ! અને પુરૂષ તે શુ ? માત્ર તેતો એટલુજ સમજતો કે પેટ ભરાય ત્યાસુધી ખાવુ અને નિંદ્રા આવે ત્યારે ઉંઘવુ એ સીવાય દુનીયાદારી કે સમાર વ્હેવારમા તે બીલકુલ સમજતો નહી જ્યારે ભદ્રા સાથે તેના લગ્ન કરવામા આવ્યા ત્યારે તે એટલા માટેજ ખુશ થયો હતો કે હવે આ મને ખવડાવશે પણ ભદ્રાએ ધીરે ધીરે પોતાનુ બુદ્ધી બળ વાપરી તેને સુધારવાનો પ્રયત્ન કરવા માંડ્યો. જેને પ્રતાપે આજે બત્રીસા વર્ષની ઉમ્મરે તેનામા જ્ઞાને વાસો કર્યો.

હવે કાળીદાસ બાળબોધ લીપીમા લખેલા પુસ્તકો વાંચવાને શક્તીવાન થયો હતો એટલુજ નહી પણ જેને પ્રથમ માત્ર એક પૈસા કરતા વિશેષ દ્રવ્યનુ ગ્નાન નહોતુ તે આજે સો બસો ગણતો અને પરીક્ષા કરતો થઇ ગયો હતો ભદ્રાએ હવે જાણ્યુ કે કાળીદાસમાં બુદ્ધીએ વાસ કર્યો છે એટલે તેને પ્રથમ શ્રુંગાર યુક્ત વાર્તાઓના પુસ્તકો વાચવાને આપવા માડયા અને જેમ જેમ તે એવા પુસ્તકો વાચતો ગયો તેમ તેમ તેનો કામદેવ જાગ્રત થવા લાગ્યો હવે તેણે ભદ્રાને ભદ્રે એ સબોધનથી બોલાવવા માડી એક દીવસે કાળીદાસે ભદ્રાનો હાથ પકડી પોતાની ઇચ્છા તૃપ્ત કરવાની માગણી કરી ત્યારે ભદ્રા બોલી હજુ વાર છે હુ તમને જે પુછુ તેનો જવાબ દેશો ત્યારે તમારી ઇચ્છા પુર્ણ કરીશ

**કાળીદાસ**—ભદ્રે ભદ્રે ! તે મને મનુષ્ય બનાવ્યો છે ! તારો ઉપકાર મારાથી શી રીતે વળાશે

**ભદ્રા**—તમે કોણ ! અને હું કોણ ! તે તમે જાણોછો ?

**કાળીદાસ**—હા, તુ સ્ત્રી અને હું પુરૂષ એમા શુ પુછવાનુ છે,

**ભદ્રા**—સ્ત્રી અને પુરૂષોથી તો આખો સસાર ભરેલો છે તેમાં તમે શુ વિશેષ કહ્યું, પણ તમારે ત્યા કેમ રહીશુ ?

**કાળીદાસ**—તારૂ લગ્ન તારા પીતાએ મારી સાથે કર્યુ છે તેથી !

**ભદ્રા**—ત્યારે હુ અને તને કોણ ?

**કાળીદાસ**—પતી અને પત્ની

**ભદ્રા**—પતીના સ્ત્રી સાથે કેવાં કર્તવ્ય હોય ?

કાળીદાસ--તે હુ તને પછી કહીશ પણ હમણા,

ભદ્રા—ના હજુ વાર છે

કાળીદાસ--ક્યારે ! હજુ કેટલી વાર છે ?

ભદ્રા—તમે વિદ્વાન થશો ત્યારે

કાળીદાસ—ના ના હવે તુ મને વિશેષ તલસાવ નહીં, તે મને સર્વસ્વ આપ્યુ છે, એટલુજ નહી પણ મને તે મનુષ્યપણુ બક્ષ્યુ છે જેથી હવે મારાથી કામદેવનો તાપ સહન થતો નથી માટે તેની શાન્તી કર

ભદ્રા--કામદેવને જીતવો એ મનુષ્ય પ્રાણીનુ કર્તવ્ય છે, શુ તમને કામદેવ સતાપે છે અને મને છોડતો હશે ! ! પરતુ વ્રતની સમાપ્તી વિના તેને આમત્રણ દેવાય નહી માટે ક્ષમા કરો, તમે મારા પતિ છો, મારૂ ભુષણ છો, મારા ઇશ્વર છો, અને હુ કામા મારૂ તો સર્વત્ર તમે પોતેજ છો, હુ તમારી છુ, પણ હાલમા તમારી વિદ્યાર્થી અવસ્થા છે શાસ્ત્રમા વિદ્યાર્થીએ બ્રહ્મચર્ય પાળવુ એવી આજ્ઞા છે, માટે તમે જો શાસ્ત્રની આજ્ઞાનો ભગ કરશો તો આગળ વિદ્યા સપાદન થઇ શકશે નહી માટે જો વિદ્યા ભણીને નામના કરવી હોય તો કામને જીતો, મનને કાબુમા રાખો, સત્યવ્રતનુ ધારણ કરો, અને ચાલો હવે આપણે કાશીએ જઇએ કાશીએ વિદ્યાદેવીનુ સ્થાન છે ત્યા મોટા વિદ્વાન મહાત્માઓ વસે છે, અને દેહને પવીત્ર કરનારી ગગા નદી ત્યા વહે છે, જ્યા હજારો તપસ્વી અને રૂષીમુનીઓ વાસો કરીને રહ્યા છે જેથી આપણુને એક પથ દો કાજ થશે. એક તો મહાત્માઓના દર્શન થશે, અને બીજુ વીદ્યા પ્રાપ્ત થશે માટે મારો વિચાર તો કાશીએ જવાનો છે

આ સાંભળી કાળીદાસનો ક્રોધાગ્નિ શાન્ત થયો, તેણે પણ જવાની કબુલાત આપી

**કાળીદાસ**—આપણે કાશી જઇએ પણ આપણી આ ઝુપડી અને આ બહુ મેહેનત કરીને તઇયાર કરેલો બાગ એ કોને સોંપીશુ અને પરદેશમા જઇને આપણે ખાઇશુ શુ ?

**ભદ્રા**—ઝુપડી અને બાગ કોઇને વેચી દેવો અને તેના જે પૈસા આવે તે સાથે લેવા એટલે રસ્તામા આપણને ખાવાની હરકત પડશે નહી અને કાશીમા પહોચ્યા એટલે તો કશી હરકત નથી

**કાળીદાસ**—કાશીમા તુ કોઇને ઓળખે છે ?

**ભદ્રા**—હા હુ કાશીમા સૌથી મોટામા મોટાને ઓળખુ છુ એટલે આપણને કશી હરકત પડશે નહી'

**કાળીદાસ**—તેનુ નામ શુ ?

**ભદ્રા**—તેનુ નામ કાશીવિશ્વેશ્વર કે જે આખા વિશ્વનુ ભરણ પોષણ કરે છે

**કાળીદાસ**—તો આપણે શુ વિશ્વની બહાર છીએ કે તે આપણુ ભરણ પોષણ નહી કરે ?

**ભદ્રા**—કરશેજ માત્ર તેની સાથે પાકુ ઓળખાણ રાખવુ જોઇએ

**કાળીદાસ**—ઠીક ત્યારે, પણ આપણી ઝુપડી કોણ લેશે ?

**ભદ્રા**—તમે પેલા મદનગુપ્તને ઓળખો છો ?

**કાળીદાસ**—હા તેને ઓળખુ છુ

**ભદ્રા**—ત્યારે તેને બોલાવી લાવો એટલે તે આપણુ કામ કરશે.

કાળીદાસ--પણ આપણે બાગ અને ઝુંપડી વેચી દઇએ છીએ પણ પાછા આવીશુ ત્યારે કયા રહીશું

ભદ્રા--આપણે પાછાં આવીશુ તો તો મોટા મેહેલમા રહીશુ, અને નહિતો આવીશુજ નહી

કાળીદાસ--મેહેલમા શી રીતે રહેવાશે, મહેલ તો રાજાભોજનો છે અને બીજો તારા પીતાનો છે, તેમા તે કેમ રહેવા દેશે, માટે વેચના પ્હેલાં વિચાર કરવો સારો

ભદ્રા--તે વારની વાત તે વારે છે, હાલમા મદનગુપ્તને તેડી લાવો

કાળીદાસ--ઠીક ત્યારે પણ મને કઇ તારા ભેદમા સમજ પડતી નથી

ભદ્રા--સૌ આગળ સમજાશે, હુ કઈ તમારાથી છુપુ રાખુછુ ?

કાળીદાસ--ઠીક ત્યારે હુ મદનગુપ્તને તેડી લાવુ છુ એમ કહીને તે શેહેરમા ચાલ્યો

મદનગુપ્ત શેહેરમા એક ધનાઢ્ય વૈશ્ય હતો, તે પ્રથમ માધ પડિતને ત્યા વિદ્યા ભણવા આવતો ત્યારથી ભદ્રા તેને ઓળખતી, તે ભદ્રાને હમેશા બેન કહીને બોલાવતો, પરતુ દૈવ ઇચ્છાથી મદનગુપ્તનો પીતા ગુજરી ગયો જેથી તેને માથે બેપાર ધધાનો બોજો પડયો ત્યારથી તે ભણવા આવતો બધ થયો અને પછી તો ભદ્રા પણ પરણીને સાસરે આવી જેથી મદનગુપ્ત લગભગ વરસ દીવસ થયા ભદ્રાને મળ્યો નહોતો

કાળીદાસ મદનગુપ્તને તેડવા શહેરમા ગયો અને મદનગુપ્તને ત્યા જઇ ચાકરને પુછ્યુ તમારા શેઠ મદનગુપ્ત છે ?

ચાકર—હા છે, તમારે શુ કામ છે ?

કાળીદાસ—મારે તેમને મળવુ છે

ચાકર—આ પાસેના ઓરડામા જાઓ ત્યા શેઠ બેઠા છે

કાળીદાસ ઘરમા ગયો તો રૂપાના હીંચકા ઉપર મદનગુપ્ત બેઠો બેઠો કઇ પુસ્તક વાચતો હતો જેથી તેણે કાળીદાસને જોયો નહી થોડીવાર કાળીદાસ ઉભો રહ્યો, પણ જ્યારે મદનગુપ્તની નજર પુસ્તક માથી ખસી નહી ત્યારે કાળીદાસે જરા ધીરે સાદે તેનુ નામ દીધુ એટલે તુરત તેણે કાળીદાસના સામુ જોયુ

મદનગુપ્ત—કેમ મહારાજ કયાથી આવ્યા છો ? શુ કામ છે ?

કાળીદાસ—મને માધપડિતની મોટી પુત્રીએ તમારી પાસે મોકલ્યો છે, તે તમને યાદ કરે છે તેને કઇ તમારૂ કામ છે જેથી મને તેડવા મોકલ્યો છે

મદનગુપ્ત—શુ માધપડિતથી મોટી પુત્રી ભદ્રાબહેને તમને મોકલ્યા છે તે કયા બોલાવે છે ?

કાળીદાસ—ઓમકારનાથના દેવળ પાસે તેના સાસરાના ઘરમા બોલાવેના છે માટે મારી સાથે ચાલો

મદનગુપ્ત—ઠીક તમે બેસો હુ લુગડા પહેરી લઉ

મદનગુપ્તે વહેલા વહેના લુગડા પહેરી લીધા અને પોતાની ગાડી જોડાની કાળીદાસને પણ ગાડીમાં બેસાડી ભદ્રાની ઝુપડીએ આવ્યા ગાડીમાથી ઉતર્યા એટલે કાળીદાસે ઝુપડી બતાની કહ્યુ, ચાલો આ ઘરમાં તે રહે છે

મદનગુપ્ત—શુ આ ઘાસની છાપરીમા ભદ્રાબહેન રહે છે.

કાળીદાસ--હા

મદનગુપ્ત--પ્રથમ તો આશ્ચર્ય પામ્યો પણ કાળીદાસની પાછળ પાછળ થોડે ગયો એટલે પ્રથમ તો એક સુદર બાગ આવ્યો તેમા હજારો જાતની વનસ્પતી અને ફળ ફુલના ઝાડો રોપેના હતા તે જોઇ મદનગુપ્ત આનદ પામ્યો થોડેક દુર ગયા એટલે ભદ્રાની ઝુપડી આવી તેની આજુબાજુએ પણ સુદર પુષ્પોની વેલીઓ અને શોભાય માન પુષ્પોના ઝાડ રોપેના હતા જેથી ઝુપડીની શોભા કઇ ઓરજ ભાસતી હતી જેવો મદનગુપ્ત ઝુપડીની નજીક ગયો તેવી ભદ્રા અદરથી બહાર આવી અને બોલી, આવો ભાઇ

મદનગુપ્ત--ઓહો ભદ્રાબહેન તમે અહીયા રહોછો, જગા તો બહુ રમણીય છે

ભદ્રા--હા ભાઇ, આવો અદર આ આસન ઉપર બેસો તમારૂ આજે કામ પડયુ છે જેથી તસ્દી આપી છે

મદનગુપ્ત--વાહ બહેન એમા તસ્દી શી, બેનનુ કામ ભાઇએ કરવુજ જોઇએ, પીતાજી તથા કળાબહેન ખુશીમા છે કેની

ભદ્રા--હા તેઓ ખુશીમાજ હશે !!

મદનગુપ્ત--એમ કેમ શુ તમે હાલ મળ્યા નથી

ભદ્રા--ના છ માસ ઉપર મળી હતી પછી નહી

મદનગુપ્ત--કારણુ ?

ભદ્રા--કારણુ કઇજ નહી દૈવ ઇચ્છા, એમ કહીને તેને સઘળો વૃતાત કહે છે

મદનગુપ્ત--અરર આ શુ બેહેન તમારા ઉપર આટલી બધી આફત અને પીતાજીનો આટલો બધો કો૫

**ભદ્રા**—એમા પીતાજીનો બીલકુલ વાક નથી મારા ભાગ્યમા હતું તેવુ થયુ અને હશે તેવુ થશે તેમા કોઇનો કેમ દોષ દેવાય ? પણ ભાઇ મારૂ એક કામ છે તે તમે કરશો ?

**મદનગુપ્ત**—શા વાસ્તે નહી કરૂ મે પ્રથમથીજ હા કહી છે માટે જે હોય તે કહો

**ભદ્રા**—અમારે યાત્રા કરવા જવુ છે માટે આ વાડી અને ઝુપડી તમારા કબજામા રાખી મને એકસો મહોર આપશો અમે જો જાત્રાથી પાછા આવીશુ તો તમને તમારી મોહોર આપીને વાડી તથા ઝુપડી પાછી લઇશુ, નહીતો એના માલીક તમે

**મદનગુપ્ત**—મેહેન સો મોહોર તો શુ પણ તમારે હજાર જોઇતી હોય તોપણ હુ આપવાને તઇયાર છુ, તમારી વાડી અને છાપરી હુ માગનીશ, કોઇ જાતની ફીકર કરશો નહીં કદાચ જાત્રામા વીશેશ દ્રવ્યની જરૂર પડે તોપણ સુખેથી મગાવજો એમ કહી ગજવામાથી સો મોહોર કાઢી આપી

**ભદ્રા**—તમારો બહુ ઉપકાર થયો

**મદનગુપ્ત**—મેહેન મને તેડવા આવ્યો હતો તે કોણ ? તમારા સ્વામી કયા છે ? તે તો કઇ દેખાતા નથી

**ભદ્રા**—તમને તેડવા આવનાર તે પોતેજ છે

**મદનગુપ્ત**—એમ કે, ચાલો ત્યારે હવે મને રજા છે, તમે ક્યારે જવા ધારોછો, તમે જવાના હો ત્યારથી હુ મારો માણસ અહીંયા રાખુ

**ભદ્રા**—આજેજ તમારો મણસ મોકલજો, અમો સવારના પ હોરમા અહીંયાથી જઇશુ

મદનગુપ્ત—ઠીક ત્યારે હુ આજ સાજે માણુસ મોકલીશ, તેને બધુ સોપીને તમે જજો અને કામકાજ હોય તો મને લખજો

એમ કહીને મદનગુપ્ત ત્યાથી પોતાને ઘેર ગયો અને પોતાના માણુસને મોકલ્યો તેને ભદ્રાએ બધુએ સોપ્યુ અને બીજે દીવસે સવારના પ્હોરમા બન્ને ઉજ્જેણીનગરી છોડીને ચાલ્યા ગયા



# પ્રકરણ ૬ ઠું.



## લુટારાઓની ટોળી.

કાળીદાસ અને ભદ્રા ઉજ્જેની છોડયા પછી દરરોજ પાચ કોશની મુસાફરી કરતા અને જ્યા ગામ આવે ત્યા મુકામ કરી રસોઇ કરીને જમતા આની રીતે જ્યાસુધી ભોજરાજાની હદ પોહોચી ત્યા સુધી તો તેઓ નિરવિઘ્ને મુસાફરી કરી શકયા પણ હવે પ્રતાપી ભોજની સરહદ પુરી થઇ અને અન્યરાજાની હદમા તેઓ આવી પહોચ્યા ભોજરાજાના રાજ્યમા એવો તો સારો મદોબસ્ત હતો કે ગમે તેની જગ્યાએ સોનુ ઉછળતા ચરયા જાઓ તોપણ કોઇ તેને હાથ લગાડી શકે નહી, તેમજ ચોર કે લુટારાઓ તો બીલકુલ હતાજ નહી જેથી પ્રજા એવી તો શાન્તીથી રહેતી કે તઓ ભોજરાજાના રાજ્યને રામના રાજ સાથે સરખાવતા એટલુજ નહી પણ તેઓ કહેતા હતા કે ભોજના જેવો ભુપતી આજ કાલ આખી પૃથ્વીમા નથી રામના રાજ્યને લોકો વખાણે છે પણ તે વખતે પણ આટલી શાન્તી ભાગ્યેજ હશે ! ! કારણ આજે તો ભોજરાજાનુ નામ સાભળીને તેના

શત્રુઓ થર થર કપે છે. ચોર અને લુટારાઓ રાજ્ય છોડી બીજા રાજ્યમાં જઇને વસ્યા છે જેથી રાજાને અને પ્રજાને હમેશાનો નિરાત થઇ છે આવી રીતે ભોજરાજાની પ્રજા સુખમા દીવસ ગુજારતી તે ભોજરાજાની હદ આજે પુરી કરીને લગભગ પદર દીવસે કાળીદાસ અને ભદ્રા બીજા રાજાની હદમા જઇ પહોચ્યા હદ બદલાઇ, રાજ્ય બદલાયુ એટલે રીત રીવાજ અને ભાષા પણ બદલાઇ એટલુજ નહી પણ પેહેરવેષ અને પદાર્થ પણ નવા નવા જોવામા આવ્યા, ગામો પણ કોઇ પાચ કોસ ઉપર તો કોઇ દશ અને બાર કોશ ઉપર આથી પાસે આવવા લાગ્યા જેથી કાળીદાસ અને ભદ્રાને પોતાનો પાચ કોશ ચાલવાનો રીવાજ પણ બદલીને જ્યા ગામ આવે ત્યા મુકામ કરવો એવો ઠરાવ કરવો પડયો કોઇ કોઇ વાર તો ભદ્રા એટલી બધી થાકી જતી કે તેનાથી ચાલી પણ શકાતુ નહી કારણ ભદ્રાને કોઇ પણ દીવસ ચાલવાનો માનરો નહોતો કારણ જેના તાબામાં સેકડા દાસીઓ અને દાસો હાજર રહેતા તેને ચલાવાનો પ્રસગ કયાથી આવે જેથી તે થાકી જતી કાળીદાસ તો અસલથીજ મજબુત અને રખડપટ્ટી કરવામા હોશીયાર હતો જેથી તેને તો પાચ દશ કે પદર કોશ સરખાજ લાગતા એક દીવસે એક ગામની ધર્મશાળામા મુકામ કર્યા પછી તે છેક થાકી ગઇ જેથી તેની આખમાથી આસુ વ્હેવા માડયા કાળીદાસ પણ ભદ્રાને રડતી જોઇને રડવા લાગ્યો જેથી ભદ્રાએ પોતાની આખ લુછી નાખી કાળીદાસને પુછ્યુ તમે કેમ રડયા ?

કાળીદાસ—તુ રડી તેથી હુ પણ રડયો

ભદ્રા—હુતો આજે બહુ થાકી ગઇ છુ, મારાથી આજ તો પગ સરખો મુકાતો નથી જેથી મને રડવુ આવ્યુ

કાળીદાસ—તુ થાકી ગઇ હોય તો લાવ હુ તારા પગ દાબુ એટલે તારો થાક ઉતરી જશે

ભદ્રા—અરર તમે આ શુ બોલ્યા, મારે તમારી સેવા કરવી જોઇએ તેને બદલે હુ તમારી પાસે મારા પગ દબાવુ, રામ, રામ, રામ, હજુ તો સુરજે મરજાદા છોડી નથી, સમુદ્રે મર્યાદાનું ઉલ્લંઘન કરયુ નથી અને સતીઓનુ સતીત્વ નષ્ટ થયુ નથી જ્યારે દુની આમા બીલકુલ સતીત્વ નહી રહેશે ત્યારે સ્ત્રીઓ પોતાના સ્વામીને સેવા સોપશે અને તેના ઉપર હુકમ ચલાવી સ્વામીને સેવકની પેઠે ગણશે અને જો સ્વામી તેનો હુકમ નહી માને તો તેને સજા કરવાને પણ ચુકશે નહી જ્યારે દુનીઆમા એવી કુલટા સ્ત્રીઓ ઉત્પન્ન થશે ત્યારે સતીત્વ નષ્ટ પામશે મારા દેહમા જ્યાસુધી પ્રાણ છે ત્યા સુધી તો હુ તમારી પાસે સેવા કરાવીશ નહી પણ હમેશા આપની સેવા કરીશ, માટે પ્રાણનાથ ફરીથી કાઇ વખત આવુ બોલી મને પાપી બનાવશો નહી મારા પગ તો હમણા થોડીવાર વિસામો લઇશુ એટલે નરમ પડશે તમે ગભરાશો નહી આપણે અહીયા આખી રાત વિસામો લેવાનો છે સવારમા તો પાછા પગ તતપર થઇ જશે અને આપણે આગળ ચાલીશુ માટે તમો જરા પણ દુખી થશો નહી

કાળીદાસ—ઠીક, તારી જેવી મરજી પણ હવે તો રાત વધી ગઇ છે માટે તુ નિદ્રાવશ થઇ જા એટલે તારો થાક ઉતરી જશે

પછી ભદ્રા અને કાળીદાસ સુઇ ગયા, સવારના પાછા વ્હેલા ઉઠી સ્નાન આદી ક્રીયા કરી ત્યાથી આગળ જવાનો રસ્તો લીધો જે ગામમા તે લોકો રાતે રહ્યા હતા તે ગામના પાદરેથી બે રસ્તા હતા એક જગલમા રહીને બીજે ગામ જવાનો અને બીજો સીધો રાજમાર્ગ કાળીદાસ અને ભદ્રાએ કોઇ દીવસ રસ્તો જોયેલો નહી જેથી

તેઓ સીધો રાજમાર્ગ તજીને જગલને રસ્તે ચાલ્યા લગભગ બે ત્રણ કોશ ગયાં એટલે ઘાડુ જગલ અને તેમા મોટા મોટા ઝાડો અને ટેકરાઓ આવ્યા રસ્તો સીધો મળે નહી તેથી આમથી તેમ અને તેમથી આમ ભટકવા માડયુ ભદ્રા મનમા સમજી ગઇ કે આપણે ભુલા પડયા છીએ પણ જો કાળીદાસને કહીશ તો તે ગભરાઇ જશે જેથી તેણે રસ્તે નિશાનીઓ કરવા માડી, અને તેઓ ત્યાથી આગળ બીજા બે ત્રણ કોશ ચાલી ગયા એટલે બરાબર બપોરના બાર વાગ્યા અને સુર્યનારાયણ માથે આવ્યા તાપ પણ સખત પડવા માડયો, બન્ને જણાને તરસ લાગી જેથી પાણીની શોધ કરવા માડી, પણ આવા અઘોર જગલમા પાણી ક્યાથી હોય! આખરે તેઓએ એક ઝાડ નીચે બેસવાનુ નક્કી કર્યું અને તે ઝાડ પાસે ગયા ને ત્યા ઝાડની છાયામા બેસી વિચારવા લાગ્યા કે પાણી ક્યા મળશે

એવામા ત્યા બે ત્રણ માણસો હાથમા તીર કામઠા લઇને આવી પહોચ્યા અને તેઓ પણ પેના ઝાડ નીચે બેઠા ભદ્રાએ મનમા વિચાર્યુ કે આ લોકોને પાણીની ખબર હશે માટે એમને પુછીએ કે આટલામા કઇ વાવ, કુવો કે તળાવ છે એવો વિચાર કરીને તે પુછવા જાય છે એટલે વળી ચાર બીજા માણસો પણ હથીયારબધ આવીને પે । માણસો પાસે બેઠા

કાળીદાસ આ માણસોને જોઇને મનમા બીન્યો તેણે ભદ્રાને ઇશારતમા કઇ કહ્યુ તેનો જવાબ ભદ્રાએ તેને ઇશારતમાજ આપ્યો પણ ભદ્રાનુ અગ કપ્યુ, તેની જમણી આખ ફરકવા લાગી શરીર ઉપર પસીનાના ઝેર છુટયા પણ તે અતરમા હીમત રાખી ઉભી થઇ અને પેલા માણસોને પુછ્યુ ભાઇઓ આટલામા કઇ પાણી મળશે ખરું ?

પેલા બેઠેલા માણુસમાથી એકે જવાબ દીધો, અહીંયા તો બધુએ મળશે તમે કોણુ છો ? અને ક્યાથી આવો છો ?

ભદ્રા—સમજી ગઇ કે આ લોકો કોઇ બદમાસ છે, જેથી તેણે જવાબ દીધો કે અમારો એક માણસ અમારાથી વિખુટો પડયો છે, અને અમારો સઘળો સામાન અને અવેજ તેની પાસે છે માટે જે તમારામાથી કોઇએ તે માણુસને જોયો હોય તો કૃપા કરીને કહો. કારણુ તે માણુસ આ રસ્તાનો ભોમીઓ હતો જેથી અમે તેને સાથે રાખ્યો હતો. અમને પાણીની તરસ લાગી છે, અને પાણીની મસક તેની પાસે છે

એક લુટારો—તેની પાસે શુ અવેજ છે ?

ભદ્રા—જાત્રામા જોઇએ તેટલો ?

બીજો લુટારો—પણુ કેટલોક ?

ભદ્રા—દશ હજાર મોહોર અને સોનાની બે લગડી

ત્રીજો લુટારો—અલ્યો ઉઠો કે કામ થઇ જાય એમ છે તે જાણીતો હશે એટલે સીધે મારગે ગયો હશે ?

બીજો લુટારો—તમારી પાસે કશુ નથી ?

ભદ્રા—ના માત્ર આ પ્હેરેલા લુગડા અને દોરી લોટા સીવાય કશુ નથી

ચોથો લુટારો—લો ચાલો ત્યારે તમને તેના ભેગા કરી દઇએ અમને તમારી દયા આવે છે

એમ કહી સઘળા ઉઠયા અને ભદ્રાને તથા કાળીદાસને પોતાની પાછળ પાછળ આવવાનુ કહ્યુ લુટારાઓ સમજ્યા કે પેલો માણુસ

ભોમીઓ છે જેથી સીધે રસ્તે ગયો હશે માટે તે મોહનગઢની પાસે પકડાશે આતો ગરીબડા જેવા છે તેની પાસે માલ છે અને આ બૈરી બીચારી ભોળી દેખાય છે કે બધુએ આપણને કહી દીધુ એવો વિચાર કરતા કરતા તેઓ સીધે રસ્તે પડયા તેમની પાછળ ભદ્રા અને કાળીદાસ પણ ચાલતા હતા કાળીદાસને ભદ્રાએ કઇ નહી બોલવાની નેત્રથી ઇશારત કરી જેથી તે બોલ્યા ચાલ્યા વગર ચાલ્યા કરતો હતો, એવામા એક પાણીનો કુવો આવ્યો એટલે એક લુટારાએ કહ્યુ તરસ લાગી હોય તો આ કુવામાથી પાણી પી લો, જેથી કાળીદાસ કુવામાથી પાણી ભરી લાવ્યો અને ભદ્રાએ અને તેણે પીધુ મોહનગઢ નજીક આવી પહોચ્યુ, જેથી ભદ્રાને હીમત આવી કે કોઇ ગામ દેખાયુ હવે લુટારા જખ મારે છે પણ હજુ જ્યાસુધી ગામ આવે નહી અને ગામ કોનુ છે તેની ખાત્રી થાય નહીં ત્યાસુધી કશો ભેદ જણાવવો નહી એટલામા બે રસ્તા આવ્યા, એક ગામમા જવાનો અને બીજો ગામ બહારથી પરગામ જવાનો ત્યા પેલા લુટારા અટકયા, અને તેણે ભદ્રાને પુછયુ હજુ પેલો તમારો માણસ આવ્યો દેખાતો નથી

ભદ્રા—વખતે આવ્યો હોય અને આ ગામમા અમારી તપાસ કરવા ગયો હોય તો કોણ જાણે

એક લુટારો—ગામમા તો શુ કામ જાય

ભદ્રા—અમારી ભાળ કાઢવા જાય, ચાલો આપણે તેને ગામમા શોધીએ અને અહીંયા નહી હોય તો આગળ ગયો હશે માટે આગળ જઇએ

બીજો લુટારો—અમારે ગામના રાજા સાથે ટંટો છે જેથી અમારાથી ગામમા તો નહી અવાય

ભદ્રા—તમે ગામમા આવો તો રાજા શુ જાણુશે રાજાનુ નામ શુ છે ?

**ત્રીજો લુટારો**—રાજાનુ નામ પ્રતાપસીંગ છે, અમને તો તે ગામના બધા ઓળખે છે માટે અમારાથી ગામમા તો નહી અવાય

ભદ્રા—ત્યારે તમે અહીંયા બેસો અમે તે ગામમાથી ખાવાનુ માગી આવીએ અને તેની તપાસ કરતા આવીએ જો આ ગામમા નહીં હોય તો જરૂર તે આગળ ગયો હશે ! અને પાછળ હશે તો આજ રસ્તે આવશે કેની !

**ચોથો લુટારો**—આ સિવાય બીજો રસ્તોજ નથી

**ભદ્રા**—ઠીક ત્યારે તેની નીશાની તમને કહુ છુ કે તે માણુમ એક આખે કાણો છે, અને શરીરે ઠીંગણો ને કાળો છે

**પાચમો લુટારો**—ઠીક ત્યારે તમે વ્હેલા આવજો

**ભદ્રા**—અમે તો તપાસ કરીને તુરત આવી પહોચીશુ પણ તમે જશો નહી અમારૂ એટલુ કામ કરજો તમે બહુ ભલા માણુસો છો એમ કહીને કાળીદાસ અને ભદ્રા ગામમા ચાલ્યા ગયા

**કાળીદાસ**—ભદ્રે ભદ્રે તારી તો અકળ કળા છે, એમ કહી તે હસી પડયો

**ભદ્રા**—સ્વામીનાથ આ મુવાઓ લુટારાઓ છે, જો એને મોટુ મોટુ નહી બતાવત તો આપણુને લુટી લેત આતો આપણુને એ મુવાઓએજ રસ્તો બતાવ્યો નહીતો હજુ કોણુ જાણે કયા આથડતા હોત ચાલો હવે રાજાનો મહેલ શોધી કાઢીએ ને લોભીઆ છે એટલે આપણી અને આપણે કહેલા માણુસની રાહ જોશે; માટે

આપણે રાજાને પ્હેલા જાણ કરીએ તો ઠીક પડે જેથી ભદ્રાએ ર સ્તામા એક માણસને રાજાનો મ્હેલ કયા છે તે પુછ્યુ રાજાનુ નામ સાભળી તે માણસે વિચાર્યું કે આ બાઈ કોઇ રાજાની સગી જેવી લાગે છે, તેથી તેણે કહ્યુ ચાલો મારી સાથે હુ તમને રાજાનો મ્હેલ બતાવુ એમ કહીને તે માણસ ભદ્રા અને કાળીદાસની સાથે ચાલ્યો થોડેક ગયા એટલે પેલા માણસને રાજાનો મ્હેલ બતાવ્યો અને તે ચાલ્યો ગયો ભદ્રા અને કાળીદાસ રાજાના મ્હેલ આગળ ગયા અને એક સીપાઇને પુછ્યુ કે રાજા કયા છે ?

સીપાઈ—રાજા સાહેબ મ્હેલકી ભીતર હે, તુમેરેકુ કયા કામ હે ? મુજે કહો તો મેં જાકે રાજા સાહેબકુ બોલુ

ભદ્રા—અમારે રાજાને કઇ જરૂરના કામ સારૂ મળવુ છે માટે અમને અદર નઇ જા

સીપાઇ—અદર જાનેકા નહી હે

ભદ્રા—તમારા રાજાનુજ કામ છે, અમારૂ નથી

સીપાઇ—પણ ઉસમે હમકુ કયા, રાજાકા કામ હોવે કે તુમેરા હોવે

ભદ્રા—લો આ પાન સોપારી, એમ કહીને તે સીપાઇના હાથમા એક મ્હોર આપે છે

સીપાઇ—ચલો મેરી પીછે પીછે ચને આવ, એમ કહીને રાજા પાસે તેડી જાય છે

રાજા—સીપાઇ એ કોણ છે ?

સીપાઇ—સાહેબ આપકુ મીલનેકુ આએહે

રાજા—ભદ્રા સામુ જોઇને બહેન તમે કોણ છો અને મારી પાસે કેમ આવ્યા છો ?

ભદ્રા—વધારે વાત પછી કરીશ, પણ હમણા જો તમારે તમારી હદમા લુટ કરનાર સાત લુટારાને પકડવા હોય તો તે તમારા ગામને પાદરે બધા બેઠા છે માટે તેમને ચારે તરફથી ઘેરીને પકડી લેશો તો હમણા પકડાઇ જશે બીજી વાત હુ પછી કરીશ

આ સાભળી રાજાએ તુરત પચાસ માણસોને સમજ પાડીને મોકલ્યા, તેઓએ જઇને પેલા સાતે લુટારાઓને ઘેરી લીધા, જેથી તે સાતે પકડાઇ ગયા બધાને મુસ્કેટાટ બાધીને રાજા પાસે આણ્યા, રાજાએ તેઓને ઓળખ્યા અને બહુ દીવસ થયા તેને પકડવાની મહેનત કરતા હતા પણ પકડાતા નહોતા જેથી રાજાએતે દરેકને જુદા જુદા અધારા ઓરડામા પુરવાની રજા આપી અને જમાદારને કહ્યુ હાલ સાત દીવસ એ લોકોને અધારા ઓરડામા પુરી ખાવા પીવાનુ બીલકુલ આપશો નહીં અને પછી એકેક જણને હાથીના પગ સાથે મજબુત બાધી હાથીને ગામમા ફેરવો છતા જો નહી મરે તો તરવારના ઝટકાથી તેમને મારી નાખવા આવી રીતે બધાને વારાફરતી કરવુ પણ કોઇ નાસે નહી તેની પુરી સભાળ રાખજો કારણ એ લોકો બહુ બદમાસ અને લુચ્ચા છે

જમાદાર—બહુ સારૂ સાહેબ હુ પુરતી સભાળથી એ લોકોને કેદ કરીશ અને આપના હુકમ મુજબ સજા કરીશ

રાજા—જાઓ લઈ જાઓ એ બદમાસોને

જેથી જમાદાર તેને ત્યાથી લઇ ગયો અને સાતે જણને જુદી જુદી અંધારી ઓરડીઓમા પુરી દીધા પછી રાજાએ ભદ્રાને પુછયુ, બહેન તમે કોણ છો અને કયાથી આવો છો ? ભદ્રાએ કહ્યુ રાજાજી,

અમે બ્રાહ્મણ છીએ અને કાશીની જાત્રા જતા હતા, રસ્તામાં ભુલા પડયા ત્યાં આ સાતે લુટારા અમને મળ્યા મે જાણ્યુ કે એ લોકો અમને લુટીને લેશે જેથી મોટી આશા આપી કહ્યુ કે અમારો માણસ અમારાથી વિખુટો પડયો છે અને તેની પાસે પુષ્કળ પૈસા છે જેથી તેઓ તે માણસને પકડવાને ચાલ્યા અને અમને પોતાની પાછળ આવવાનુ કહ્યુ જેથી અમે તમારા ગામ સુધી આવ્યા તેઓએ ગામમા આવવાની ના કહી અને અમને પેલા માણસને શોધવા આવવા દીધા મે જાણ્યુ કે એ લોકો વખતે જતા રહેશે માટે તેઓને ત્યા બેસવાનો આગ્રહ કર્યો પેલા માણસની ખોટી નિશાની આપી જેથી તેઓ લોભને વશ થઇને બેઠા અને મે આવી તમને ખબર આપી હવે અમને રજા આપો તો અમે અમારે પથે પડીયે

**રાજા**—શાબાશ, શાબાશ, તમે એવુ કામ કીધુ છે કે કોઇ મોટા રાજ્યનો દીવાન પણ કરી શકે નહીં માટે તમે મરી પામે કઇ માગો તમે મારી ધરમની બહેન છો એવુ હુ સમજુ છુ

**ભદ્રા**—ભાઇ મને કશાની જરૂર નથી યાત્ર મારે તો કાશી જવુ છે

**રાજા**—ઠીક ત્યારે તમને હુ પાચ સવાર અને એક રથ આપુ છુ તેમા બેસીને તમે જાત્રા જાઓ અને ત્યા પોહોચતા સુધીનો સઘળો ખર્ચ પણ હુજ આપીશ

**ભદ્રા**—ના ના એટલી બધી તસ્દી લેવાની જરૂર નથી છતા રાજાનો આગ્રહ જોઇને તેની મદદ લઇ તેઓ કાશી જવાને પાછા રસ્તે પડયા



# પ્રકરણ ૭ મું.

## માહાકાળીનાં દર્શન.

રાજાએ આપેલા રથમા બેસી ભદ્રા અને કાળીદાસ કાશી જવાને પથે પડયા તેઓની સાથે રાજાએ પાચ સવારો આપ્યા હતા જે રથની આગળ પાછળ ચાલતા હવે ભદ્રાને કોઇ વાતની બીક રહી નહોતી તેથી તેઓ સુખરૂપ પ્રયાણ કરવા લાગ્યા એક દીવસ તેઓ એક મોટા ઘાડા જગલમા આવી પહોચ્યા, સાજ પડવા આવી હતી, વનચર પ્રાણીઓ પોતાનો શીકાર શોધવાને નિસરી પડયા હતા, વાઘ વરૂ અને શીયાળોએ આખુ જગત ગજાવી મુકયુ હતુ અધારૂ થવા આવ્યુ ત્યાસુધી તો સવારો હીંમત રાખીને આગળ ચાલ્યા પણ જ્યારે પુરેપુરૂ અધારૂ થઇ ગયુ, રસ્તો દેખાતો બધ થયો અને વનચર પ્રાણીની બીક લાગવા માડી ત્યારે એક સવાર બોલ્યો

**સવાર**—બેહેન સાહેબ રાત અધારી છે જગલ મોટુ છે અને વાઘ વરૂનો ભો હોય એમ લાગે છે માટે હવે કેમ કરીશુ

**બીજો સવાર**—ખરી વાત છે બેહેન

**ભદ્રા**—ત્યારે આપણે મુકામ કરીએ પણ જગ્યા તો નિરભય જોઇએ કેની આપણા ઘોડાઓ અને આપણે રાતે નિરાતે રહી શકી એ એવી કોઇ જગ્યા મળે તો મુકામ કરીએ

**સવાર**—બેન પેલી સામે ટેકરી દેખાય છે ત્યા મુકામ કરીએ તો કઇ હરકત છે ?

ભદ્રા—તમને અનુકુળ પડે તો મને કશી વાતની હરકત નથી

સવાર—ચાલો ત્યારે તે ટેકરી ઉપર મુકામ કરીએ એમ કહીને બધાને ટેકરી પાસે તેડી જાય છે

ટેકરી ઘણી ઉંચી હતી જેથી તેના પર રથ જઇ શકે એમ નહોતુ માટે રથ ત્યા છોડીને ઘોડાઓ લઇને સઘળા ટેકરી ઉપર ગયા જેમ જેમ ઉપર ચડતા ગયા તેમ તેમ ટેકરી તો વધારે ઉંચી લાગવા માંડી પણ કલાક એકમા સઘળા ટેકરીની ટોચ ઉપર આવી પહોચ્યા ત્યા આવીને જુએ છે તો તે ટેકરી ઉપર એક મોટુ મેદાન હતુ અને તે મેદાનની વચ્ચોવચ એક મોટુ સરોવર હતુ જેથી સઘળા ખુશ થયા અને સરોવરની પાળ આગળ એક ઝાડ નીચે મુકામ કર્યો ઘોડાઓને સરોવરમાથી પાણી પાઇને ઝાડ નીચે બાધ્યા સઘળા સવારો પોતપોતાને માટે રાધવાની તૈયારી કરવા લાગ્યા કોઇએ રાટલી તો કોઇએ ખીચડી ચુલા ઉપર મુકી ભદ્રા પણ પોતાની પાસેનુ ખાવાનુ કાઢીને કાળીદાસ સાથે ખાવાની તૈયારીમા પડી સઘળા રસોઇ કરી ખાવા બેઠા એટલે સરોવરમા મોટો અવાજ થયો જેથી બધા ચમકયા પણ કશુ દેખાયુ નહી પણ એટલામા વળી બીજો ભયકર અવાજ થયો અને તેની સાથે તળાવમાથી એક વિચીત્ર માણસ બળતા અંગારા જેવો બહાર નિકળ્યો સઘળાઓ તેને જોઇને હબકીજ ગયા પણ પેલો માણસ ધીરે ધીરે જ્યા ભદ્રા અને સવારો બેઠા હતા ત્યા આવવા મંડયો જેમ જેમ તે નજીક આવતો ગયો તેમ તેમ તેનુ શરીર નાનુ દેખાવા લાગ્યુ એટલુંજ નહી પણ અંગારા જેવો દેખાતો હતો તે પણ નરમ પડી ચદ્રના જેવો પ્રકાશવા લાગ્યો સવારો બીન્યા તેઓ સમજ્યા કે આ કોઇ બલા છે પણ પેલો માણસ તો છેક બધાની લગભગ આવી પહો-

ચો. કોઇની નાસવાની કે ખાવાની હીંમત ચાલી શકી નહી, જેથી બધા સ્તબ્ધ જેવા થઇ ગયા, ભદ્રા પણ બીની પરતુ તેણે હીંમત છોડી નહી, કાળીદાસ પડતુ મુકીને માથે મોઢે ઓઢીને સુઇ ગયો પેલા માણુસે આવીને પુછ્યુ તમે કોણુ છો ? પણ કોઇએ ઉત્તર દીધો નહી જેથી ભદ્રા બોલી અમે મુસાફર છીએ રાત પડી જવાથી અહી-યાં આવ્યા છીએ સવારના પ્હોરમા ચાલ્યા જઇશુ તમે કોણુ છો ?

**પેલો વિચીત્ર માણુસ**--હુ આ તળાવ અને ડુગરનો રક્ષક છુ આ જગ્યા માતાજી કાળીકાની છે અહીયા કોઇ રાતે આવે તેને પકડીને આ ડુગરમા ભોંયરૂ છે તેમા કેદ કરવાનો મને દેવીનો હુકમ છે માટે તમારે બધાએ મારી સાથે ચાલવુ પડશે અને જો નહીં આવો તો હુ તમને બળાત્કારે પણ લઇ જઇશ અને કેદ કરીશ માટે ચાલો ઉઠો

**ભદ્રા**--હમને કેદ કરીને પછી તમે શુ કરશો ?

**પેલો માણુસ**--રાત્રે બાર વાગે માતાજી પધારશે ત્યારે તેના મો આગળ તમને ઉભા કરીશ

**ભદ્રા**—માતાજી અહીંયા રોજ વધારે છે ?

**પેલો માણુસ**--હા દરરોજ સાહેલીઓ સાથે પધારી આ તળાવમા સ્નાન કરી ગરબે રમશે અને સવાર પડતા પાછા જતા રહેશે

**ભદ્રા**--અમે અહીંયાજ બેસીએ, ને તમે પણ અમારી સાથે બેસો તો કઇ હરકત છે અમે કોઇ નાસી જવાના નથી, પછી માતાજી પધારે ત્યારે તમે અમને તેમના મો આગળ રજુ કરજો

**પેલો માણુસ**—ના ના તેમ ચાલશે નહીં, એમ કહી ગુસ્સામા પોતાનો એક પગ જમીન પર પછાડયો એટલે એક માહા ભયકર સ્વાન

મુખો માણુસ ત્યાથી નિસર્યો, તેના એક હાથમા ખુલ્લી તરવાર અને બીજા હાથમા બેડીઓનો ભારો હતો

આ માણુસને જોઇને સગળાઓ થરથર ધ્રુજવા લાગ્યા હોસકોશ ઉડી ગયા અને મનમા વિચાર કરવા લાગ્યા કે હવે તો ભોગ મળ્યા પણ ભદ્રાએ હીંમત છોડી નહીં તેણે પેલા માણુસને કહ્યુ ભાઇ તમે શા વાસ્તે ક્રોધ કરો છો, અમે આવવાની કયા ના કહીએ છીએ પણ હમારો આ સામાન અને ઘોડાઓ અહીયા રહેશે કે તેને પણ સાથે લેવા પડશે

પેલો માણુસ—એ સવળુ અહીંયા રહેશે એને કોઇ હાથ લગાડી શકનાર નથી વ્યવસ્થા થશે.

ભદ્રા—ચાલો ત્યારે અમે આવવાને તૈયાર છીએ ચાલો ભાઇઓ સવારો તમે કોઈ ગભરાશો નહીં માતાજી પધારશે ત્યારે હુ તેમને પ્રણીપાત કરીશ અને હમને કદાચ નહી છોડશે તોપણ તમને છોડવીશ માટે ગભરાશો નહીં એમ કહી કાળીદાસ માથે મો ઢે ઓઢીને સુતો હતો તેના ઉપરથી ઓઢવાનુ લઇ લીધુ અને કહ્યુ ચાલો એમ ગભરાવ છો શુ ? તમે તો મરદ છો

કાળીદાસ—ભદ્રે, ભદ્રે ! ! હવે આપણુ શુ થશે ?

ભદ્રા—ગભરાવો નહી, ઇશ્વરે જે ધાર્યું હશે તે થશે જે થાય તે મારાને માટે એ બ્હાને આપણુને કાળીકામાતાના પ્રત્યક્ષ દર્શન તો થશે ’

પેલો માણુસ—ચાલો ચાલો, હજુ કેટલી વાર લગાડો છો

ભદ્રા—લો ચાલો ભાઈ

એમ કહીને તેણે કાળીદાસનો હાથ પકડયો અને પેના માણુ-ણની પાછળ પાછળ સત્રાગે વીગેરે બધાએ ચાલ્યા થોડે દુર ગયા એટલે પેલા માણુસે એક પથ્થર ઉચકી તેની નીચેથી બારણુ ઉઘાડયુ અને બધાને તેમાં ચાલ્યા ભોયરૂ એવુ તે મોટુ હતુ કે અદર હજારો માણસો રહે તોપણ માલમ પડે નહીં તેની અદર એક ઝાખો દીવો બળતો હતો ત્યા લાવીને આ મનગાને બેસાડયા અને પેલો માણુસ પાછો બારણુ દઇને ચાલ્યો ગયો

મત્રારો—બેન હવે અમારૂ કેમ થશે આતો ભારે વિપતમા પડયા

ભદ્રા—ભાઇઓ ગભરાવ નહીં એ માગ વાના થશે,

એમ કહીને ભદ્રએ તે ભોયરામા ફરવા માડ્યુ થોડીએક આગળ ગઇ એટલે એક ખુણામા ખાટના ઉપર એક ઘરડી ડોસી બેઠી બેઠી માળા ફેરવતી હતી ત્યા જઇ ને ડોસીને પુછ્યુ માજી તમે અહીયા કયારના રહો છો આ સાભળી તે ડોસીએ હાથેવતી ભદ્રાને બેસવાની ઇશારત કરી જેથી ભદ્રા ખાટલાની સામે એક પાડલો પડેલો હતો તેના ઉપર બેઠી ડોસીની માળા પુરી થઇ એટલે તેણે ભદ્રા સામુ જોયુ ને બોલી બેન મારી તો અહીંયા જીદગી પુરી થઇ બેન તુ કોણ છે અને અહીંયા કયાથી આવી ? આ ડુગર તો માના કાળકાનો છે હજુ સુધી અહીયા કોઇ દીવસ મે કોઇ પણ માણસને જોતુ નથી પહેલાજ આવ્યા છો ?

ભાદ્ર—માજી હમે તો કાશીની જાત્રા જતા હતા એનામા જગલમા રાત પડી જેથી આ ડુગર ઉપર આવી પહોંચ્યા જેથી હમને અહીયા લાવીને કેદ કીધા છે મારી સાથે બીજા સાત માણુસો છે

ડોસી—તમે ક્યાથી આવો છો ? અને ક્યા ગામના રહેવા-
ની છો ?

ભદ્રા—અમે બે માણુસ ઉજ્જનના છીએ બીજા બીજા ગામના છે

ડોસી—બાઇ તુ શી ન્યાત છે ?

ભદ્રા—બ્રાહ્મણુ

ડોસી—કેવા બ્રાહ્મણુ છો ?

ભદ્રા—અમે ઔદીચ મહસ્ત્ર બ્રાહ્મણુ છીએ

ડોસી—ઉજ્જનમાં એક પડીત છે તેને ઓળખો છો ?

ભદ્રા—માજી ઉજ્જનમા તો ઘણા પડીતો વસે છે જેથી નામ
વગર શી રીતે ઓળખી શકુ

ડોસી—ભોજરાજાના મોટા પડીત માઘને ઓળખો છો ?

ભદ્રા—હા ઓળખુ છુ ?

ડોસી—( નીસાસો નાખીને ) તે સુખી તો છે ?

ભદ્રા—તમે તેને ઓળખો છો ?

ડોસી—હા બેન હુ તેને સારી રીતે ઓળખુ છુ !

ભદ્રા—તમે તેને ક્યાથી ઓળખો ?

ડોસી—બેન મારી કરમ કથા બહુ લાબી છે પણુ હુ તને
ટુકમા કહુ છુ કે હુ પણુ ઉજ્જનની રહીશ છુ અને માત્ર મારો
આટલુ બોની તે ડોસી એકદમ રડી પડી તેની છાતીએ ડુમો ભરાઇ
આવ્યો પણુ ભદ્રાએ હાથ ફેરવી આસનાવાસના કરી જેથી થોડીવારે
ડોસી શાન્ત થઇ

**ભદ્રા**--માજી હવે તમારા જીવને શાન્તી થઇ ? શુ તમારે મા-ધપડિત સાથે કઈ સગાઇ છે ?

**ડાસી**--હા દીકરા, તે મારો પુત્ર થાય હુ અહીંયા ત્રીસ વરસથી છુ

**ભદ્રા**—(આશ્ચર્ય પામીને) તમે આ શુ ખરૂ કહો છો ?

**ડાસી**--બેન હુ કોઇ દીવસ જુઠુ બોલતી નથી

**ભદ્રા**—ત્યારે તમે અહીંયા કયાથી ? શુ તમે પણ અમારી પેઠે આ ભોયરામા કેદ થયા છો, તમારી શોધ પડીતે નહીં કરી હોય ?

**ડાસી**--હુ અહીયા કેદી નથી પણ માત્ર વચનથી બધાઇ ગઇ છુ, જેથી માતાજીએ મને અહીયા સવળાની ઉપરી તરીકે રાખી છે અને હુ પણ કાશીની જાત્રા જતા જતા અહીયા આવી ચડી હતી મારી શોધ મારા પુત્રે ઘણી કરી હશે, પણ પત્તો નહી લાગ્યો હોય કારણ તુજ વિચાર કરને કે અહીયા રહેલા માણસનો પત્તો શી રીતે લાગે

**ભદ્રા**—તમારી વાત ખરી છે પણ હુ તમને અહીયાં મા-ધપડિતનુ દર્શન કરાવુ તો તમે ખુશ થાઓ ખરા ?

**ડાસી**--બેન મને તુ વધારે બાળ નહીં આટલે વરસે આજેજ તુ અહીયા આવી છે શુ તે તારી સાથે છે ? બોલ તાકી? બોલ

**ભદ્રા**—ના તેગ નથી પણ તેનુ અગ છે

**ડાસી**--તે કોણ ? શુ તેનો પુત્ર છે ? તે તમારી સાથે હશે બોલાવ તેને મારી પાસે હુ તેને મારા ખોળામા બેસાડી આજ ઘણે વરસે પુત્ર વાત્સલ્યનુ સુખ ભોગવુ

**ભદ્રા**—પુત્ર તો નથી પણ પુત્રી તો છે ?

**ડોસી**—ખાટલા ઉપરથી હેલી હેલી ઉઠી અને દીવાને જરા મોટો કરીને પાસે લાવી ભદ્રાનુ મુખ જોવા લાગી અને બોલી બેન તુંજ મારા માધની પુત્રી તારો ચ્હેરો તેની સાથે બરાબર મળતો આવે છે બોલ સાચુ બોલ તુજ કે નહીં

**ભદ્રા**—હા હુજ માધવપડિતની પુત્રી એમ કહી ભદ્રા તથા પેલી ડોસી ભેગી પડયા અને ત્યાર પછી ભદ્રાએ પોતાની તેમજ પોતાના પીતાના ક્રોધની સઘળી હકીકત કહી સભળાવી

**ડોસી**—ક્ઇ ફીકર નહી બેન તુ ગભરાઇશ નહી હુ તારો અહીયાથી માતાજીને કહીને છુટકો કરાવીશ, એટલામા ડુગર ઉપર મોટો ધડાકો થયો જેથી ડોસીએ કહ્યુ માતાજી પધાર્યા, એમ કહીને તે ભોયરાના બારણા આગળ આવી એટલે બારણુ ઉઘડી ગયુ અને ડોસી બહાર નીકળી

તળાવ ઉપર કાળકા માતા પોતાની સખીઓ, અબાજી બેચરાજી, ચડીકા, દુર્ગા, ભવાની ખોડીયાર, મેલડી, વગેરેને લઇને આજે નવરાત્રીની આઠમ હોવાથી સારા શોભાયમાન શણગાર સજીને પુર ઉત્સાહથી આવેલા હતા, આજે તળાવ ઉપર મોટો યજ્ઞ કાળકા માતા કરવાનાં હતા જેથી તેના સઘળા સેવકો તે તઇયાર કરવામા રોકાયા હતા ડોસી ભોયરાની બહાર નીકળી માતાજીની પાસે ગઇ એટલે કાળકા માતાએ તેને હસીને બોલાવીને કહ્યુ કેમ ડોસીમા તમારી તબીયત તો સારી છે ?

**ડોસી**—માતાજીની મારા ઉપર મહેર છે એટલે મને શુ થવાનુ હતુ

**માતાજી**--ઠીક છે ખુશી રહો તમારા વડે હુ નિશ્ચિત છુ મારા પ્હાડની તમે સારી દેખરેખ રાખો છો જેથી હુ ઘણી ખુશી છુ

એટલામા પેલો વિચીત્ર માણસ કે જેણે ભદ્રા વગેરેને ભોય રામા કેદ કર્યા હતા તે માતાજીની સામે હાથ જોડીને ઉભો રહ્યો અને કઇક કહેવાનો વિચાર હોય એવો ભાવ દેખાડયો

**માતા**--કેમ ! દુત ! તારે કઇ કહેવુ છે ?

પેલો **માણસ**--હા માજી આજે અહીયાં સાત માણસો આવેલા છે

તેમા એક સ્ત્રી છે અને ૭ પુરૂષો છે તેને ભોંયરામા કેદ કીધા છે

**માતાજી**--અરે !! અહીયા માણસો કયાથી જા તેને મારી પાસે લાવ

એટલે પેલો માણસ ભદ્રા વગેરેને ભોયરામાથી બ્હાર કાઢવા ગયો અને ડોસી માતાજીને હાથ જોડી કહેવા લાગી

**ડોસી**--માતાજી એ સાત માણસોમા એક મારી પુત્રી અને એક મારો જમાઇ અને બાકીના તેના નોકરો છે તેઓ કાશીની જાત્રા જતા ભુલા પડયા છે જેથી અહીયા ઓચીતા આવી ચડયા અને તજવીજ કરતા તે મારી પુત્રી નીકળી છે

**માતાજી**--વાહ તમને તમારી પુત્રી જમાઇનો મેળાપ થયો જેથી હુ બહુ રાજી થઇ

એટનામા પેલો માણસ ભોયરામાથી સાતે જણને બહાર કાઢી લાવ્યો, એટને ભદ્રા તુરત જઇને માતાજીના ચરણ કમળમા લાગી થઇને પગે લાગી અને માતાજીની સ્તુતી મત્ર ભણીને કરવા લાગી

આ જોઈ માતાજી ઘણા પ્રસન્ન થયા, અને ભદ્રાને પોતાના પગ પાસેથી હાથ પકડીને ઉઠાડી અને બોલ્યા

**માતાજી**—પુત્રી હુ તારા ઉપર પુર્ણપણે ખુશી થઇ છુ માટે માગી લે. તારે જે વાતની ન્યુનતા હોય તે તને આપવાને તૈયાર છુ

**ભદ્રા**—માતાજી આપની કૃપા થઇ છે તો હુ પુર્ણ સુખી થઇશ પરતુ હુ મારા સ્વામીને વિદ્યાભ્યાસ કરાવવાને કાશી જવા નીકળી છુ, માટે જો આપ પ્રસન્ન થયા હો તો મારા પતીને વિદ્વાન કરો

**માતાજી**--પુત્રી વિદ્યાનુ કામ સરસ્વતીનુ છે છતા તે મારી પાસે માગણી કરી તો બોલાવ તારા પતીને હુ તેની જીભ ઉપર સરસ્વતી દેવીનુ આવાહન કરૂ એટને તે માત્ર એકવાર ભણશે અથવા કોઇ પુસ્તક વાચશે એટલે તેને તુરત જીભ્યાગ્રે થઈ જશે અને તે મોટા વિદ્વાન થશે।

આ સાભળી ભદ્રાએ કાળીદાસને નેત્રથી ઇશારત કરી એટલે તે આવીને માતાને પગે લાગ્યો એટલે પેલી ડોસીએ માતાને કહ્યુ કે આ મારા જમાઇ

**માતા**—તમારૂ નામ શુ ?

**કાળીદાસ**—માતાજી મારૂ નામ કાળીદાસ છે

**માતા**—તારી જીભ બહાર કાઢ

એટલે કાળીદાસે પોતાની જીભ બહાર કાઢી તેના ઉપર માતાજીએ રૂપાની સળીથી કઇક અક્ષર લખ્યા અને કાળીદાસને માથે હાથ મુકી કહ્યુ જા તુ દુનીયામા મોટા વિદ્વાન તરીકે પ્રસીદ્ધ થશે

**કાળીદાસ**—માતાજી આપની કૃપા મારા ઉપર હમેશાં કાયમ રાખજો એટલી આ દાસની વિનતી છે

**માતાજી**—તથારતુ તને જ્યારે જરૂર પડે ત્યારે મને સભારજે.

એટલુ કહી માતાજી ભદ્રાનો હાથ પકડી ગરબો રમવા તેડી ગયા ભદ્રા વિદ્વાન હતી તેમજ તેનામા કવીત્વ શક્તી પણ સારી હતી જેથી તેણે નવે ચડીના નવા ગરબા બનાવીને ગવાડયા જેથી સઘળી ચડીકાઓ ખુશી થઇ અને ભદ્રાને આશીરવાદ આપ્યો થોડીવારમા ત્યા યજ્ઞ શરૂ થયો અને બળીદાન અપાઇ ગયુ એટલે ડોસી બોલી, માતાજી આ લોકોને જવાની રજા આપો જેથી કાળીકાએ ભદ્રાને અને કાળીદાસને પોતાની પાસે બોલાવ્યા અને પુછયુ તમારે કાશી જવુ છે કેમ ?

**ભદ્રા અને કાળીદાસ**—હા માતાજી અમારે હવે કાશી જવુ છે.

**માતાજી**—તમે બન્ને જણા તમારી આખ મિચો

એટલે કાળીદાસે તથા ભદ્રાએ આખો મીચી

**ડોસી**—માતાજી આ લોકોને આજ્ઞા હોય તો રજા આપુ

**માતાજી**—હા એ લોકોને જવા દો

એટલે ડોસીએ પેલા પાચે સવારોને સવાર પડતા સઘળો સર-સામાન લઇને જવાની રજા આપી જેથી તેઓ બહુ ખુશી થયા અને મનમા વિચારવા લાગ્યા કે ભદ્રાબેન કયા ગયા હશે ? પણ તે ગમે ત્યા ગયા હોય અને તેનુ ગમે તેમ થાય આપણે છુટીએ તો રસ્તે પડીએ રાજાને કહીશુ કે અમે કાશી સુધી મુકી આવ્યા આવા આવા વિચારમા તે પાચે જણે રાત પુરી કરી સવાર પડયુ એટલે ડોસીએ તેઓને કહ્યુ, જાઓ તમારા ઘોડાઓ લઇને ચાલ્યા જાઓ

સવારો—બહુ સારૂં માજી

એમ કહીને તુરત પોતાના ઘોડાઓને લઇને ડુંગરની નીચે ઉતરી પડયા પછી તેમાથી એક જણ બોલ્યો, અલ્યા તમને કોઇને રાતે શુ શુ જોયુ તે સાભરે છે ખરૂં કહે હુતો બીલકુલ ભુલી ગયો

બીજો સવાર—મને તો ભોયરામાં ઘાલ્યા ત્યા સુધીનુ સાભળે છે પછી શુ થયુ તે જોયુ છે ખરૂ પણ સાભરતું નથી

ત્રીજો—અલ્યા મારી તો આખ આગળ બધુ દેખાય છે, પણ સાળુ કહેવાતુ નથી એતે શુ હશે

ચોથો—ચાલો, ચાલો, હવે એ વાતની પચાતી કરશો તો ગાડા થઇ જશો, આપણે આપણે રસ્તે પડો

જેથી સઘળા ત્યાથી રસ્તે પડયા રસ્તે ચાલતા એક સવારે કહ્યુ અલ્યા આપણે જે બાઇને કાશીએ મુકવા જતા હતા તેનુ શુ થયુ હશે આપણુને તો છોડી મુકયા, પણ તે બાઇ તથા તેનો ધણી તો કોણ જાણે કયા ગયા તે આપણુને ખબર સરખી પણ પડી નહી

પાંચમો સવાર—અલ્યો ડુંગરા ઉપર બાયડીઓ તો બહુ હતી એ બધી કોણ હશે ! આપણી સાથે વાળી પણ તેની સાથે ગરબા ગાતી હતી, પછી તેને મે ભાળી નથી

પહેલો સવાર—હશે ભાઇ હશે ! એતો કઇ દેવસ્થાન જેવા હતા મને તો કશી ગમજ પડી નહી, ચાલો જેમ થયુ તેમ આપણે જીવતા આવ્યા તે પરમેશ્વરનો પાડ સૌને ઘેર જઇને કસાર રધાવજો

સગાંનેને રજા આપ્યા પછી ડોસી પાછી ભોયરામા ગઇ અને માતાઓ તો મળસ્કુ થતાજ સૌ સૌને થાનકે રવાન થઇ ગયા.

સવાર પડયુ એટલે ડુગર ઉપર કોઈ રહ્યું નહી. ત્યા ફક્ત યજ્ઞનો ધીરે ધીરે ધુવાડો યજ્ઞકુડમાથી નિસરતો હતો પણ જેમ જેમ સુર્ય નારાયણ તપતા ગયા અને તેનો પ્રકાશ વધવા લાગ્યો તેમ તેમ તે ધુવાડો પણ દેખાતો બધ થયો, અને ડુગર ઉપર સઘળે તડકો પથરાઇ રહ્યો

## પ્રકરણ ૮ મું.

### કાશીમાં કાળીદાસ.

માતાજીના ડુગર ઉપર કાળીદાસે અને ભદ્રાએ માતાજીની આજ્ઞાથી આખો મિચી અને થોડી વાર રહીને આખો ઉઘાડી જુવે છે તો બન્ને જણા શ્રી કાશી નગરમા વ્હેતી પાપમોચની અને સઘળા કર્મોનો નાશ કરી પ્રાણીને સ્વર્ગગામી કરી મોક્ષગામી કરનારી શ્રી ગગા નદીના કાઠા ઉપર આવી પહોચ્યા છે

**કાળીદાસ**--પ્રીય ભદ્રે આપણે કયા આવી પહોચ્યા ?

**ભદ્રા**--શ્રી માતાજીની કૃપાથી આપણે કાશીનગરમા આવી પહોચ્યા છીએ માટે ચાલો પ્રથમ આપણે આ મોક્ષદાયની ગગાજીમા સ્નાન કરીએ અને પછી શ્રી કાશીવિશ્વનાથના દર્શન કરી કોઇ વિદ્વાન પડીતને ત્યા જઇએ

**કાળીદાસ**--વાહ ! માતાજીની આપણા ઉપર ઘણી કૃપા થઇ કારણ નહીતો ત્યાથી અહીંયા કાશીમા આવતા લગભગ પદર વીસ

દીવસ લાગ્યા વગર રહે નહીં માટે ચાલો હવે તું કહે છે તેમ ગંગા-જીમાં સ્નાન કરી કાશીપુરીમાં જઇએ

ત્યારપછી બન્ને જણા ગંગા નદીમાં સ્નાન કરી કાશીવિશ્વનાથ-ના મંદીરમાં આવ્યા કાશી નગરમાં કાશીવિશ્વનાથનું મંદીર ઘણુંજ પ્રાચીનકાળનું અને સુંદર બાંધણીનું હતું એટલુંજ નહી પણ તેની કારીગરી એવા ઉંચા પ્રકારની હતી કે તે કારીગીરી જોવાને તેમજ મંદીરના જેવો ઘાટ બીજા દેશોમાં બાંધવાને જુદા જુદા દેશના હોશી-યાર કારીગરો ખાસ કાશીપુરીની જાત્રા નિમીતે આવતા મંદીરનો રંગમંડપ એવો તો ભવ્ય અને સંગેમરમરની લાદીઓથી જડેલો હતો કે જેમાં આખા મંદીરનું પ્રતીબીંબ પડયું જેથી જોનારાઓની તો જુબીનો પાર રહેતો નહી, કાશીવિશ્વનાથની મુતી પણ ઉંચી જાતના સ્ફટીકની હોવાથી આખા ભારત વર્ષમાં તેના જેવી બીજા કોઇ સ્થળે બની શકી નહોતી કાળીદાસે અને ભદ્રાએ પ્રેમપુર્વક શ્રી કાશીવિશ્વનાથના દર્શન કર્યા અને ત્યાથી તેઓ કોઇ વિદ્વાન પંડીત ની શોધમાં નિકળ્યા, કાશી નગર વિદ્યાનું સ્થાન હોવાથી ત્યાં હજારો પંડીતો હતા, જ્યાં જોઇએ ત્યાં વિદ્યાર્થીઓનો વિદ્યા ભણવાનો નાદ કર્ણને મધુર આનંદ આપતો પરંતુ ભદ્રાને તો કોઇ મહાન વિદ્વાન પંડીતની આવશ્યકતા હતી જેથી તેણે કાશી નગરમાં ફરીને તપાસ કરવા માંડી, છેવને તેને એક વિદ્યાનંદ નામના પંડીતની ભાળ મળી જેથી તેનું ઘર પુછતા પુછતા તેને ઘેર આવી પહોચ્યા તો ત્યાં સેંકડો વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસમાં નિમગ્ન થએલા હતા ત્યાં આવી વિદ્યાનંદ ગુરૂ કે જે સઘળા કરતા ઉંચે આશને બીરાજેલા હતા તેને કાળીદાસે તથા ભદ્રાએ પ્રણામ કર્યા, એટલે વિદ્યાનંદ આસન ઉપરથી ઉઠીને તેઓની પાસે આવ્યા અને તેઓનો વાણીએ કરીને

સત્કાર કર્યો અને બેસવાને સામે આસન પડેલું હતું તે બતાવ્યુ જેથી ભદ્રા અને કાળીદાસ ત્યા બેઠા, ભદ્રા નીચે બેઠી અને કાળી-દાસને આસન ઉપર બેસાડયો ત્યાર પછી વિદ્યાનદે તેઓને કેટલાક પ્રશ્ન પુછ્યા

વિદ્યાનદ—તમે ક્યાથી આવોછો ? અને શા સગા છો ?

ભદ્રા—મહાશય અમે બન્ને ઉજ્જન નગરના રહીશ છીએ, અને વિદ્યા ભણવાના હેતુથી અત્રે આપની પાસે આવ્યા છીએ અમે જ્ઞાતે બ્રાહ્મણ અને એ મારા સ્વામી છે

વિદ્યાનદ—વાહા ! ધન્ય છે તમને પણ મને શકા થાય છે કે તમારા ઉજ્જનમા માત્રપડિત હતા છતા તમે અત્રે વિદ્યા ભણુ વાને કેમ આવ્યા

ભદ્રા—શુ આપ માત્રપડિતને ઓળખો છો ?

વિદ્યાનદ—હા નામથી જાણુછુ કે તેઓ મહાન વિદ્યાવાન છે.

ભદ્રા—હા વિદ્વાન તો છે પણ અમને તે નહી ભણાવે

વિદ્યાનદ—કારણ ! શુ તમારે તેની સાથે કઇ તકરાર છે ?

ભદ્રા—ના ત ગાર તો નથી પણ તે મારા

વિદ્યાનદ—કેમ મોલના અચકાઇ ગયા તમાન તે કઈ સગા છે ?

ભદ્રા—પડીતજી વાત મહુ નાખી છે પણ આપની પાસે કહ્યા વગર છુટકો નથી જેથી અથઇતી કહુ છુ કે હુ પડીતની પુત્રી છુ ( એમ કહી સઘળો પુર્વવૃત્તાત કહ્યો )

વિદ્યાનદ—વાહ વાહ ધન્ય છે પુત્રી તારા પ્રયત્નને તુ સુખેથી

મારા ઘરમા રહે, તુ મારી પુત્રી સમાન છે, હુ તારા સ્વામીને પુર્ણ વિદ્યા ભણાવીશ

એમ કહી કાળીદાસ જે મુગો બેસી રહ્યો હતો તેના સામુ જોઇને બોલ્યા તમારૂ નામ શું ?

**કાળીદાસ**—મારૂ નામ કાળીદાસ છે !

**વિદ્યાનદ**—વિદ્યા ભણવાનો વિચાર છે ?

**કાળીદાસ**--આપની કૃપા થાય તો ભણાય !

**વિદ્યાનદ**—બહુ સારૂ તમે બન્ને જણા મારે ત્યા સુખેથી રહો, હુ તમને મારી સઘળી વિદ્યા ભણાવીશ

**કાળીદાસ**—આપની મોટી કૃપા થશે

**વિદ્યાનદ**--કઇ ફીકર નહી, ચાલો બન્ને જણા મારી સાથે ઘરમા

એમ કહી બન્ને જણને ઘરના અદરના ભાગમા જ્યા વિદ્યાનદની સ્ત્રી હતી સા લઇ ગયા અને પોતાની સ્ત્રીને કહ્યુ આ લોકોની પુરતી સભાળ રાખજો

**ભદ્રા**--માતાજી વદન કરૂ છુ

**વિદ્યાનદની સ્ત્રી**—આવો બેસો બેન તમારૂ નામ શુ છે ?

**ભદ્રા**—મારૂ નામ ભદ્રા છે

**વિદ્યાનદની સ્ત્રી**--બહુ સારૂ બેન તુ મારી પુત્રી બરાબર છે આ ઘર તમારૂ છે, કોઇ વાતે શરમ રાખશો નહી આનદથી રહો

**વિદ્યાનદ**--આ કાળીદાસ ભદ્રાના સ્વામી છે આપણે ત્યા વિદ્યાભ્યાસ કરવાને આવ્યા છે

**વિદ્યાનંદની સ્ત્રી**--બહુ સારૂ આપ એને સપુર્ણ વિદ્યા ભણાવી પુર્ણ વિદ્વાન બનાવી તમારૂ નામ અમર કરજો.

**કાળીદાસ**--માતાજી આપની અને ગુરૂ મહારાજની કૃપા થશે તો હુ વિદ્યા ભણી ગુરૂની કીર્તી ભોજરાજાના દરબારમા વધારીશ

**વિદ્યાનંદ**--ચાલો ત્યારે શાળામા આજે મુહુર્ત સારૂ છે જેથી આજેજ વિદ્યાનો આરભ કરાવુ

**કાળીદાસ**—જેવી આપની આજ્ઞા

એમ કહી આગલા ખડમા જ્યા બીજા વિદ્યાર્થીઓ ભણતા હતા, ત્યા આવીને બેઠો એટલે વિદ્યાનંદ પ્રથમ લઘુકૌમુદી મડાવી, દેવીના વરદાન પ્રમાણે એકવાર વાચી જવાથી કાળીદાસને યાદ રહેવા માડયુ તેથી ચોખ્ખા ચાર દીવસમા કૌમુદી પુરી કરી વિદ્યાનંદ કાળીદાસની સ્મરણ શકિતથી વિસ્મય થયા અને મનમા વિચાર કરવા લાગ્યા કે આ કોઇ પુર્વનો સસ્કારી પુરૂષ છે તેથી એને વિદ્યા ઘણીજ જલદી આવડી જાયછે પાચમે દીવસે ગુરૂજીને પરીક્ષા આપી કાળીદાસે સિદ્ધાત કૌમુદી શરૂ કરી અને તે પણ પાચ છ દીવસમા પુર્ણ કરી અને ત્યારપછી ન્યાય, મીમાસા, ઉત્તરમીમાસા, વેદ, વેદાત, ઉપનિષદ, અલકાર, શાસ્ત્ર, ભાષા, ભુષણશાસ્ત્ર, યોગશાસ્ત્ર, તર્કશાસ્ત્ર અને નાટય, કાવ્ય, ચપુ, પીગળ વીગેરેનો સપુર્ણ અભ્યાસ કર્યો એક દીવસ ગુરૂજીએ કાળીદાસને કેટલાક કઠણ પ્રશ્નો પુછયા તેના કાળીદાસે એવા તો સરસ ખુલાસા કર્યા કે ગુરૂજી અત્યત ખુશ થયા અને કાળીદાસને પોતાની છાતી સાથે દાબીને ઘણા હર્ષથી ભેટયા અને બોલ્યા કે કાળીદાસ મારી પાસે જેટલી વિદ્યા હતી તે મે તેને શીખવી દીધી છે, હવે મારી પાસેથી તારે શીખવા જેવુ

કહ્યુ રહ્યું નથી માટે જા તને મારો આશીરવાદ છે કે તુ દુનીયામા વિજયી થશે. હવે તારે જવુ હોય ત્યારે જજે ગુરૂના વાકય સાભળી કાળીદાસ પોતાના ગુરૂ વિદ્યાનદને લાબો થઇને પગે લાગ્યો બીજે દીવસે ભદ્રાને કાલીદાસે આગલા દીવસનો વૃતાત કહ્યો ત્યારે તે બોલી કે તમે સઘળુ શીખ્યા પણ કામશાસ્ત્ર શીખ્યા છો ? જો તમને તે આવડતુ હોય તો હુ પુછુ તેનો જવાબ આપો !

**કાળીદાસ**—કામશાસ્ત્ર મને ગુરૂજીએ બીલકુલ શીખવ્યુ નથી જેથી હુ તમને શી રીતે જવાબ દઇ શકુ

**ભદ્રા**—ત્યારે તે શીખો !

**કાળીદાસ**—હુ કાલે ગુરૂજીને કહીશ, કે મને કામશાસ્ત્ર ભણાવો

**ભદ્રા**—ભલે તમે કાલે ગુરૂજીને કહેજો

બીજે દીવસે સવારે કાળીદાસ શાળામાં ગુરૂ પાસે ગયો ને ગુરૂ જીને પ્રાર્થના કરી કે મને આપે સપુર્ણ વિદ્યા ભણાવી પણ કામ-શાસ્ત્ર ભણાવ્યુ નહી

ગુરૂ—કામશાસ્ત્રનુ તો નામજ મે આજે સાભળ્યુ હુતો તે બીલકુલ ભણ્યો નથી એટલે તને શી રીતે ભણાવી શકુ પણ રાખ હુ તને ઘરમા પુછીને જવાબ દઉ

એમ કહીને ગુરૂજી ઘરમા પોતાની સ્ત્રી પાસે ગયા અને કહ્યુ કે કાળીદાસ હવે સપુર્ણ વિદ્યા ભણી ચુકયો પણ તેણે આજે મને કામશાસ્ત્ર ભણવાની ઇચ્છા બતાવી પણ હુતો તે ભણ્યો નથી એટલે તેને શી રીતે શીખવી શકુ માટે તુ જો તે ભણેલી હોય તો શીખવ

**વિદ્યાનદની સ્ત્રી**—હુ કામશાસ્ત્ર ભણેલી છુ પણ કાળીદાસ

તો મારા પુત્ર તુલ્ય છે જેથી મારાથી એને શીખવી શકાય નહી પણ આપણા શહેરમા ગુણવતી કરીને એક ગુણકા છે તેની પાસે કાળીદાસને કામકળા શીખવાને મોકલો

**વિદ્યાન'દ**—ઠીક '

એમ કહીને એક વિદ્યાર્થીને ગુણવતી ગુણકાને તેડવા મોકલ્યો. થોડીવારમા વિદ્યાર્થી ગુણવતીને તેડીને આવ્યો

**ગુણવતી**—નમન કરૂ છુ પડીતજી, શુ આજ્ઞા છે ? જે આજ્ઞા હોય તે કૃપા કરીને કહો

**વિદ્યાનદ**—ગુણવતી આ મારો એક કાળીદાસ નામનો વિદ્યાર્થી છે કે જે સઘળી વિદ્યામા મોટા પડીત થયો છે પરતુ એને કામશાસ્ત્ર શીખવાની સપુર્ણ ઇચ્છા છે હુ તે ભણ્યો નથી માટે તુ તેને કામશાસ્ત્રમા પ્રવીણ કર

**ગુણવતી**—બહુ સારૂ મહારાજ એને મારે ઘેર મોકલો હુ એને થોડા દીવસમા કામશાસ્ત્ર શીખવીશ

**વિદ્યાનદ**—કાળીદાસ આ ગુણવતી બાઇની સાથે જાઓ એ તમને કામશાસ્ત્ર શીખવશે

**કાળીદાસ**—જેવી ગુરૂ મહારાજની આજ્ઞા

એમ કહી તેની સાથે તેને ઘેર જાય છે અને થોડા દીવસમા કામશાસ્ત્ર શીખીને તેમા પ્રવીણ થઇ જાય છે અને ત્યાર પછી તેને ત્યાથી આવી ગુરૂની આજ્ઞા લઇ ભદ્રા અને કાળીદાસ ઉજ્જન તરફ પ્રયાણ કરે છે



# પ્રકરણ ૯ મું.

## અમરાપુરીમાં વિજય.

કાશીથી નીકળી કેટલાક શહેરોમા મુસાફરી કરતા કરતા ભદ્રા અને કાળીદાસ અમરાપુર નામની નગરીમા આવી પહોચ્યા ધર્મશાળામા મુકામ કરી કાળીદાસ બજારમા સીધુ લેવાને ગયો ત્યા તેને ખબર પડી કે અહીંઆ આજે પડીતોની મહાન સભા મળનાર છે, અને તેમાં મોટા મોટા પડીતો ભેગા થવાના છે આ વાત તેણે ધર્મશાળામા આવી પોતાની સ્ત્રી ભદ્રાને કહી તેથી તેણે કહ્યુ કે ત્યારે તમે પણ એ સભામા જાઓ અને વિદ્વાનદગુરૂએ ભણાવેલી વિદ્યાનુ સાર્થક કરો કાળીદાસે પણ પોતાની ભણેલી વિદ્યાનો અજમામ કરવાની પોતાની મરજી બતાવી સભા ક્યા અને કેટલે વખતે મળવાની છે તેની તપાસ કરવાને ગામમા ગયો અને ભદ્રાએ રસોઇ કરવા માડી. થોડીવારમાં રસોઇ તૈયાર થઇ પણ કાળીદાસ આવ્યો નહી જેથી ભદ્રા તેની વાટ જોતી બેઠી એટલામા કાળીદાસ આવી પહોચ્યો અને બન્તે જણા જમવા બેઠા જમતા જમતા ભદ્રાએ પુછ્યુ કેમ ? સભા ક્યારે મળવાની છે ?

**કાળીદાસ**—આજે બપોરે ત્રણ વાગે

**ભદ્રા**—સભા શા કારણથી મળે છે અને શુ હેતુ છે ?

**કાળીદાસ**—આપણા આર્ય ધર્મ ઉપર વિચાર કરવા

**ભદ્રા**—શો વિચાર કરવા

કાળીદાસ—ધર્મ પુરાણોક્ત ખરો કે વૈદીકજ ખરો તે સબંધી વિચાર કરવા.

ભદ્રા—તમે કયા પક્ષમા વિચાર ધરાવો છો ?

કાળીદાસ—ધર્મ તો શુદ્ધ સનાતન વૈદીકજ ખરો અને માનવા જોગ છે પુરાણીક ધર્મ તો તાત્રીક અને શુદ્રોને માનવા જોગ છે

ભદ્રા—ઠીક તમારા વિચાર સારા છે અને સભામા પણ એજ મુજબ આપનો મત પ્રદર્શીત કરજો

કાળીદાસ—ઠીક છે ત્યા ઇશ્વર જેવી બુદ્ધી આપશે તે પ્રમાણે કરીશ, હવે વખત થવા આવ્યો છે માટે હુ જાઉ છુ

ભદ્રા—ભલે પધારો અને સભામા વિજય કરીને આવો

કાળીદાસ—ઠીક હુ જાઉ છુ

એમ કહીને કાળીદાસ સભામા ગયો સભા લગભગ ૫૦૦ વિદ્વાન પડીતોથી ભરાઇને બેઠી હતી ત્યા જઇને કાળીદાસ એક ખુણે બેઠો કાળીદાસને કોઇ ઓળખતુ નહોતુ જેથી તેને કોઇએ વધારે માન આપ્યુ નહી સભાનુ કામ શરૂ થયુ વિદ્વાનો એક પછી એક સભામા ઉભા થઇને પોતાની વિદ્વતાના પ્રમાણમા ભાષણો કરવા લાગ્યા પાચ સાત પડીતો ભાષણ કરી રહ્યા એટલે કાળીદાસ એક દમ ઉભો થયો સઘળા પડીતોની દ્રષ્ટી તેના ઉપર એક સરખી સ્થીર થઇ રહી કાળીદાસે સસ્કૃત ભાષામા બોલવાનુ શરૂ કર્યું અને વચ્ચે વચ્ચે વેદ વેદાત, અને ઉપનીષદોના દ્દષ્ટાનથી ભાષણને સુશોભીત કરવામા કશી મણા રાખી નહી પાણીના રેલાની માફક બોલાતી ભાષા અને તેમા આવતા વિદ્વતા ભરેલા દ્દષ્ટાતોથી આખી સભા દીગ મુઢ જેવી બની ગઇ સઘળા પડીતો જય જય ધ્વની કરવા લાગ્યા

અને આ પડીત કયાના છે તે જાણુવાને આતુર થઇ રહ્યા બીજા કેટલાક પડીતોને બોલવાનો વિચાર હતો પણ કાળીદાસ વિદ્વતા અને બોલવાના છટા આગળ અજાઇને બેસી રહ્યા વખત પુર્ણ થવા આવ્યો પણ કોઇને ભાષણ બધ કરાવવાનુ મન થાય નહી સભા પતી પણ કાળીદાસની વિદ્વતાથી અજાઇ ગયા આખરે સમય પુર્ણ થઇ ગયો અને કાળીદાસે પડીતોના હર્ષનાદ વચ્ચે પોતાનુ અલૌકીક ભાષણ પુર્ણ કર્યું એટલે સભાપતીએ પોતાની પાસે બોલાવી આસન આપ્યુ, અને સભાપતિએ સભા વિસરજન કરતા પહેલા સભામા ઉભા થઇ કાળીદાસ વિદ્વાનના વખાણ કર્યા અને કાળીદાસને પોતાનુ નામ ઠામ જણાવવાની વિનતી કરી જે ઉપરથી કાળીદાસે પોતાનુ નામ તથા ગામ કહ્યુ એટલે સઘળા પડીતોએ પુશ્કળ વખાણ કર્યા અને સભા તરફથી કાળીદાસને પડીત કવીની પદવી આપવાની ભલામણ કરી જે પરથી સભાપતિએ કાળીદાસને પડીત કવિની પદવી સમરપણ કરી અને એક પત્રીકા ઉપર સઘળા પડીતોના હસ્તાક્ષર કરાવીને તે પત્રીકા કાળીદાસને સમરપણ કરી અને સભા તરફથી પુષ્પના હાર અને તોરાઓ આપી કાળીદાસને અત્યત માન આપ્યુ અને ત્યાર પછી સભાપતીએ સભા વિસર્જન કરી પણ કાળીદાસને પોતાની સાથે તેડી જવાનો આગ્રહ કર્યો જેથી કાળીદાસ તે સભાપતીને ત્યા ગયો તેણે કાળીદાસને પોતાને ત્યા ભોજન કરવાનો આગ્રહ કર્યો ત્યારે કાળીદાસે કહ્યુ કે ધર્મશાળામા મારી ધર્મપત્ની રસોઇ કરીને મારી રાહ જોતી હશે માટે હુ આપને ત્યા ભોજન કરૂ તે ઠીક નહીં માટે માફ કરો,

સભાપતિ—શુ તમે ધર્મશાળામા મુકામ કર્યો છે ?

કાળીદાસ—જી હા મારે અહીયા કોઇની સાથે પરીચય

નહોતો જેથી ત્યા મુકામ કર્યો છે

સભાપતિ—અરે એમ તે બને ચાલો હુ તમારી સાથે ધર્મ-શાળામા આવુ છુ ચાલો ત્યાથી મુકામ આપણે ઘેર લઇ આવો મારી સ્ત્રી પણ આપણી સાથે આવશે. તેની સાથે તમારા પત્ની પણ આવી શકશે

કાળીદાસ—આપ શુ કરવા તસ્દી લોછો, હુ તેને આપને ત્યા લઇ આવુ છુ

સભાપતિ—ના ના ચાલો એમ કહી તે સભાપતી તથા તેની સ્ત્રી કાળીદાસની સાથે ધર્મશાળામા ગયા અને ત્યાથી ભદ્રાને પોતાને ઘેર સરસામાન સાથે લઇ આવ્યા અને ત્યા થોડા દીવસ રહી ત્યાથી ઉજ્જન જવાને નીકળ્યા

# પ્રકરણ ૧૦ મું.

## ભોજના દરબારમાં કાળીદાસનો વિજય.

અમરાપુર છોડયાને આજે દશ દીવસ થયા, ધારાનગરીના દર્શન દુરથી થવા માડયા કાળીદાસે ભદ્રાને સબોધીને કહ્યુ આપણે ઉજ્જન છોડયાને કેટલા વર્ષ થયા હશે ?

ભદ્રા—આજે બરાબર પદર વર્ષ પુરા થયા

કાળીદાસ—પ્રિયા આ ધારાનગરી તારી અને મારી જન્મ ભુમીનુ સ્થાન છે જેથી અહીયા આવતાજ મન અત્યત પ્રફુલ્લિત થાય છે તને તેમ થાય છે ખરૂ ?

ભદ્રા—જન્મભૂમી ઉપર હરેક પ્રાણીને કુદરતી પ્રીતી હોય છે તે પ્રમાણે મને પણ જન્મભૂમી જોઇને આનંદ થાય તેમા શુ નવાઇ, પણ હવે આપણે ઉજ્જન જઇને પ્રથમ શુ કરવુ તેનો વિચાર તમને કઇ આવે છે?

કાળીદાસ—મારો વિચાર તો પ્રથમ ભોજ રાજાના દરબારમા જઇને તેના પડીતો સાથે વાદ કરવો અને ઇશ્વર કૃપાથી તેઓને મહાત કરવા અને જો તારા પીતા માળપડીત હયાત હોય તો તેની સાથે પણ મોટો વાદ વીવાદ કરવો

ભદ્રા—તમારો વિચાર મને મળતોજ છે પણ મારા પીતા હયાત હશે?

એટલુ બોલતા બોલતા પુત્રીને પીતા વાત્સલ્યનો પ્રેમ યાદ આવ્યો જેથી તેની આંખમાથી એકદમ આસુની ધારા ચાલવા માડી

કાળીદાસ—ભદ્રે પ્રિય ભદ્રે તુ આ શુ કરે છે તારી હિમ્મત અને જ્ઞાન ક્યાં જતાં રહ્યા, હુ તારો ઉપકાર શી રીતે વાળીશ, તુ મારો ગુરૂ છે તુ મારો શીક્ષક છે અને તેંજ મને માણસ બનાવ્યો છે જ્યારે હુ આ ઉજ્જનમા એક પડીત તરીકે ઓળખાઇશ ત્યારે લોકો તનેજ ધન્યવાદ આપવાના છે માટે શાન્ત થા જો દરવાજો આવી પહોચ્યો ભદ્રાએ આખ લુછી નાખી અને બન્ને ઉજ્જન નગરીમા પેઠા અને પોતાની ઝુપડી તરફનો રસ્તો લીધો ત્યા આવીને પોતાના મુકામમા ઉતરયા અને ત્યા જે રક્ષક રહેતો હતો તેને સૌથી પહેલી ખબર માળપંડીતની પુછી તે માણસે કહ્યું બાપ પંડીત ઘણી સારી સ્થીતીમા છે શુ તમે તેને ઓળખો છો? આ મુકામમા અગાઊ તેની પુત્રી ભદ્રા બાઇ રહેતા હતા તે ઘણા વરસ થયા જાત્રા કરવા

ગયા છે ત્યારથી આ મુકામ મારા શેઠના કબજામાં છે તમે ક્યાના રહીશ છો અને અહીંયા કેટલા દીવસ રહેવુ છે ?

ભદ્રા—ભાઇ અમારે તો એક બે દીવસ રહેવુ છે માટે તમે જો રહેવા દો તો રહીએ આ જગ્યા અમને બહુ ગમે છે ?

રક્ષક—ભલે રહો મને કઇ હરકત નથી પણ તમારો સરસામાન તમે સાચવીને આ ઝુંપડીમા મુકજો અને તમારી ઇચ્છા હોય તો રહેજો પણ એમા

ભદ્રા—બહુ સારૂ ભાઇ એમ કહીને પોતે કોણ છે તેની ઓળખાણ નહીં આપતા બને જણા પોતાની જગ્યામા રહ્યા

બીજે દિવસે પ્રભાતમા કાળીદાસે ભોજરાજાની કચેરીમા જવાની તઇયારી કરવા માડી નવો શ્લોક બનાવીને ભોજપત્ર ઉપર લખી લીધો અને લુગડા પ્હેરી ભોજરાજાની કચેરી તરફ ચાલ્યો

ભોજરાજા બત્રીસ પુતળીવાળા સિહાસન ઉપર બીરાજમાન થયેલા હતો સભામા મોટા મોટા પડીતો, કવીઓ, ગવૈયાઓ, શાસ્ત્રીઓ, જોશીઓ, વૈદરાજો, વગેરેથી, સભા દીપી રહી હતી માધપડિત ભોજરાજાની જમણી બાજુએ બેઠા હતા ન્યાયાધીશો લોકોને ન્યાય આપતા હતા ત્યા આગળ કાળીદાસ આવીને રાજાના સિહાસનની સનમુખ ઉભો રહી શ્લોક ભણવા લાગ્યો, સઘળા પડીતોની નજર કાળીદાસ તરફ ગઇ રાજાએ પણ તેની સામુ જોયુ અને પુછ્યુ પડીતજી તમે કયાથી આવો છો ?

**કાળીદાસ**—કાશીથી આવુ છુ અને તમારા માઘપડિતની સાથે વાદ કરવાની ઇચ્છા છે

**ભોજરાજા**—ભલે અમારા પડિતજી તૈયાર છે

એટલે કાળીદાસે એક શ્લોકનુ અડધુ ચરણ કહી સભળાવ્યુ અને બોલ્યો પડિતજી આ શ્લોક પુરો કરો

રાજાએ માઘપડિતના સામુ જોયુ સભામા બેઠેલા સઘળા પડિતો પણ વિચારમા પડયા માઘપડિત પણ મનમા મુઝાવા લાગ્યા કે આ વખતે આબરૂ રહેવી કઠણ છે રાજા ન્યાયી અને અક્કલ હ- નસાફી તેમજ વિદ્વાન હતો જેથી તેણે માઘપડિતને કહ્યુ પડિતજી પદ પુરૂ કરો નહી તો વાદમા હાર્યા એમ કહો

**માઘપડિત**—રાજા આ શ્લોક કયા શાસ્ત્રનો છે તે મને યાદ આવતુ નથી, પણ જરા થોભો એમ કહી વિચાર કરવા માડયો

**કાળીદાસ**—ભોજરાજાની કચેરીમા ગયો તેની પુઠેજ ભદ્રા પણ ત્યા ગઈ હતી અને સભાના દરવાજા પાછળથી સાભળ્યા કરતી હતી તે એકદમ સભામા આવીને બોલી પીતાજી એ શ્લોક મારા ભારથનો છે માઘપડિત પોતાની પુત્રીને ઓળખીને બોલ્યા હા બેટા તે રગ રાખ્યો હુ આ પરદેશી પડિતથી આજે હાર્યો ભદ્રા તુ અહીયા કયાથી આવી મે તને બહુ અન્યાય કર્યો છે

**ભદ્રા**—પીતાજી મારા હૃદયમા જે હતુ તે થયુ, અને મે ઉદ્યોગ અને ખત રાખી તો તમે જેને મુર્ખ અને અક્ષર શુન્ય કદરૂપો જોયો હતો તેનાથીજ તમે આજે મહાત થયા છો

**માઘપંડિત**—શુ આ કાળીદાસ ! ! એ આ મહાન પડિત અને કવિ થયા પુત્રી એ સઘળા તારાજ પ્રતાપ ! ધન્ય છે તારા ટેકને અને તારા ઉદ્યોગને ! દીકરી મને માફ કરજે હુ ગરડો થયો છુ એમ કહીને કાળીદાસને તથા ભદ્રાને પગે લાગે છે કાળીદાસ બેને હાથ પકડીને ઉઠાડે છે

ભોજરાજા—પંડિતજી શું આ તમારી પુત્રી ભદ્રા કે તમે જેને એક અભણ અને અક્ષરશુન્ય સાથે પરણાવીને ઘરમાંથી દુર કરી હતી તે જ કે? શાબાશ શાબાશ પુત્રી તે તારી વિદ્યાને પ્રતાપે અને પુરતી મેહેનત અને ખંતથી તારા પતીને એક મહાન પંડિત બનાવ્યો જેથી તારી કીર્તી હમેશાં જગતમાં કાયમ રહેશે અને આજથી હું કાળીદાસને મારા મુખ્ય પંડિત અને કવિ તરીકે કાયમ કરી અડધી ગાદીનો અંગીકાર આપું છું

ભદ્રા—મહારાજા તમે મારા પિતા તુલ્ય છો, મારાથી કંઇ બેઅદબી થઇ હોય તો માફ કરશો

ત્યાર પછી સભામાં કાળીદાસનો જયજયકાર થઇ રહ્યો ભો-જરાજા એ સભા વીસર્જન કરી અને પંડિતમાવ પોતાની પુત્રી તથા જમાઈ કાળીદાસને લઇને પોતાને ઘેર ગયા અને આખા ગામમાં આનંદ મંગળ પ્રસરી રહ્યો

# સમાપ્ત.